श्री खरतरगच्छीय ज्ञान मन्दिर, जयपुर

# પ્રેરણા



પ્રવચનકુશળ

આચાર્ય શ્રી પદ્મસાગરસૂરીશ્વરજી



પ્રકાશક

પ્રકાશચંદ્ર વિજાપુરવાળા

જયંતિલાલ પાટણવાળા

પ્રકાશક

પ્રકાશચંદ્ર ચિતલપુરવાળા

જયંતિલાલ પાટણવાળા

૭

વીરનિર્વાણ સંવત ૨૫૦૪

નૂતનવર્ષ કારતક સુદ ૧ વિ સં ૨૦૩૪ ૧૭ નવેમ્બર ૧૯૭૭

સર્વ હક્ક પ્રકાશકને સ્વાધીન

૭

પ્રાપ્તિસ્થાન

**જયંતિલાલ એમ. શાહ**

૮૭, વાલકેશ્વર રોડ, મુંબઈ-૬.

**શાહ અમૃતલાલ હિરાલાલ**

A1/2, શ્રાવકનગર, ફ્લેટ, અલકાપુરી સોસાયટી,

ઉસ્માનપુરા, આશ્રમ રોડ, **અમદાવાદ-૧૩.**

ફોન નં ૪૭૩૧૩

૭

મુદ્રક

કેનીમેક પ્રિન્ટર્સ

૧૪૫૮, મામુનાયકની પોળ, સાચોરાની ખડકી, **અમદાવાદ.**



શ્રી શાતિનાથ ભગવાન
રૂપનગર – દિલ્હી



પૂજ્ય યોગનિષ્ઠ આચાર્યદેવ
શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબ



આગમ પ્રભાકર પ પૂ મુનિપ્રવર
શ્રી પુણ્યવિજયજી મહારાજ સાહેબ



# સમર્પણ

પરમોપકારી કલિકાલના પરમ સાધક
ચારિત્રમૂર્તિ આચાર્ય દેવશ્રી
કૈલાસસાગરસૂરીશ્વરજી
મહારાજ સાહેબના
કરકમલમાં
સાદર સમર્પણ

પ્રકાશક વિજતપ્રનાળા
જય નિવાસ પાઠશાળા

પરમ પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય આચાર્યદેવશ્રી
કૈલાસસાગર સૂરીશ્વરજી મ. સા ના શિષ્યાત્ન
પ.પૂ શ્રધ્ધેય આચાર્યદેવશ્રી કલ્યાણસાગર-
સૂરીશ્વરજી મ. સા ના શિષ્યપ્રવર
પ્રવચનકુશળ આચાર્ય શ્રી પદ્મસાગર-
સૂરીશ્વરજી મહારાજ સાહેબ



## નિવેદન

પરમ પૂજ્ય આચાર્ય શ્રી પદ્મસાગરજી મહારાજ સાહેબના વ્યાખ્યાનોમા ઊડુ ચિતન, સ્પષ્ટ-નિર્મળ દષ્ટિ અને ઉન્નત ભાવનાના દ્યોતક હોય છે સમભાવના ઉપાસક બનીને ગુણગ્રાહક અને સત્યશોધક દષ્ટિ એમા પ્રગટ થતી હોય છે અને કારણે એમની વાણી નાઈ પ્રદેશ કે જાતિવિશેષતાને બદલે સમાજના તમામ સ્તરોને સ્પર્શે છે ધર્મતત્ત્વના જિજ્ઞાસુઓ આમાથી અપૂર્વ પ્રેરણા પામે છે અને એને પરિણામે એમના વિચારોને આલેખતા આ પુસ્તકનુ નામ "પ્રેરણા" રાખ્યુ છે

પૂજ્ય આચાર્યશ્રી પદ્મસાગરજી મહારાજના પ્રવચનો રાષ્ટ્રભાના હિદીમા હોય છે તેમ છતા ગુજરાતીભાષી વિરાટ લોકસમુદાય એનુ રસપૂવક શ્રવણ કરતો જોવા મળે છે અહી એ પ્રવચનમાથી કેટલોક ભાગ રૂપાતર કરીને આપવામા આવ્યો છે અને એને કારણે એમની ભાષાનુ સાહજિક માધુર્ય કયાક બરાબર જળવાયુ નથી એમના આ અગાઉના પુસ્તકોને ધમપ્રેમી લોકસમુદાયે અતરના ઉમળકાથી વધાવી લીધા છે એવી જ રીતે આ પુસ્તકમાથી પણ એટલો જ લાભ તત્ત્વજિજ્ઞાસુઓને સાપડો એવી અમને શ્રદ્ધા છે તેઓશ્રીના પ્રવચનોના આધારે તૈયાર કરેલ ત્રીજુ પુસ્તક "પ્રેરણા" નામથી પ્રકાશિત કરતા અમને આનદ થાય છે

આ પુસ્તકનુ સુદર છાપકામ બહુ ટૂક સમયમા કરી આપ્યુ છે તે બદલ અમે 'જૈનીમ પ્રિન્ટર્સ'ના સચાલકોનો આભાર માનીએ છીએ તેમજ ટાઈટલ ડીઝાઈન બ્લૉક વગેરે ટૂકા સમયમા કરી આપવા બદલ આ તકે અમો આર્ટિક સ્ટુડિયોના સચાલકો તથા સાધના પ્રીન્ટર્સનો આભાર માનીએ છીએ

"પ્રેરણા"નું પહેલેથી છેલ્લે સુધી વ્યવસ્થિત સંકલન કરવા માટે તેમજ પ્રૂફરીડીંગ કરવા માટે શ્રી લાલચંદ ખેતશીભાઈ શાહ (બી. એ. (ઓનર્સ), બી. ટી., એસ. ટી. સી.) નો હાર્દિક આભાર માનીએ છીએ.

આ પુસ્તક પ્રગટ કરવાનો અમને અવસર મળ્યો તેથી નાનું સરખું ધર્મકર્તવ્ય બજાવ્યાનો અમે સંતોષ અનુભવીએ છીએ. આશા છે કે આ પુસ્તક પણ "ચિંતનની કેડી" તથા "પાથેય"ની જેમ ઉપયોગી નીવડશે.

આ પ્રકાશનમાં કદાચ કાંઈ સ્ખલના રહી ગઈ હોય, તથા વીતરાગ પરમાત્માની આજ્ઞા વિરૂદ્ધ કાંઈ પણ લખાયેલ હોય તો તે બદલ અમો 'મિચ્છા મિ દુક્કડં' અર્પી શ્રી સંઘની તથા સુજ્ઞ વાચકોની હાર્દિક ક્ષમા યાચીએ છીએ.

પ્રકાશભાઈ વિજાપુરવાલા
જયંતીભાઈ પાટણવાલા.

# પ્રેરણોર્મિ

પરમ પૂજ્ય પ્રાતઃસ્મરણીય યોગાત્મા, ધર્મચિંતક, અજોડ વ્યાખ્યાન વાચસ્પતિ ગુરુદેવ આચાર્ય દેવેશ શ્રી પદ્મસાગરજી મહારાજ સાહેબનો નિકટતમ સંપર્ક કોઈ ધન્ય પળે પુણ્યોદયે થયો અને જીવન ધન્ય ધન્ય બની કૃતાર્થતા અનુભવી રહ્યું. મારી માફક અનેક શ્રદ્ધેય આત્માને એમની જાદુઈ વાણી સ્પર્શી શકી છે, તેમના જીવનમાં ઉર્ધ્વગામી પરિવર્તન લાવી શકેલ છે.

પૂ. ગુરુદેવની "ચિંતનની કેડી" એ પ્રગતિ કરતા જીવનને પ્રકાશનો ઝમકાટ ને ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે, ચિંતનમાંથી જન્મે છે સમ્યકૂત્વ પ્રતિ શ્રદ્ધા, આસ્થા ને વિશ્વાસ અને તદનુસાર આગળ વધતા સ્વજીવનને મોક્ષલક્ષી બનાવવાની ઝંખના આત્માને જાગે છે. તે ઝંખનાને તૃપ્ત કરવા સમ્યક્ જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ ચારિત્રની આવશ્યકતા છે, તે તેઓશ્રીએ "પાથેય" સ્વરૂપે આપ્યા.

"પાથેય" નો રસાસ્વાદ લેવાનો ને શ્રદ્ધાળુને પીરસવાનો અમૂલ્ય લાભ તેઓશ્રીની કૃપાએ મને આપ્યો અને તેઓશ્રીના વ્યાખ્યાનમાંથી ખાસ પસંદ કરેલ ને ચૂંટેલ વાનગીઓ "પાથેય' સ્વરૂપે પ્રકાશિત થઈ અને પ. પૂજ્ય પ્રાતઃસ્મરણીય ગુરુદેવની આચાર્યપદવીના શુભ પ્રસંગે મહેસાણા મુકામે શ્રી સીમંધર સ્વામીની અમીદૃષ્ટિથી 'પાથેય" નો ઉદ્‌ઘાટન પ્રસંગ બધાના ઉલ્લાસ, ઉત્સાહ ને ઉમંગ વચ્ચે ઉજવાયો.

આત્માને ઉર્ધ્વગામી બનાવે તેવા ચમત્કારી 'પાથેય'નો આહ્લાદ અનુભવતા અંતરમાં અનેક શુભભાવનાના ઝરણાં પ્રગટી રહ્યા. ને તેને અતિ સ્વચ્છ ને સુઘડ બનાવવા માટે જેની ખાસ આવશ્યકતા હતી તેનું પ્રગટીકરણ 'પ્રેરણા' સ્વરૂપે થયું.

પ. પૂ. પ્રાતઃસ્મરણીય ગુરુદેવનાં વ્યાખ્યાનો તો અનેક અનેકને રસમા તરબોળ કરે છે. તેમની શાસ્ત્રોક્ત અસ્ખલિત વાણી-તેમનાં સચોટ ને હૃદયસ્પર્શી ઉદાહરણો-નાના મોટા વિષયને સમય ને સંજોગો પ્રમાણે શ્રોતાઓ મૂકવાની મૌલિક સૂઝ-દરેક માટે અવિસ્મરણીય છે. વ્યાખ્યાન પણ મીઠી મધુરી હિંદી જબાનમાં અપાય છે, ત્યારે અનેક આત્માઓ સમયનું ભાન ભૂલી પરમાત્માના સંદેશને પૂ. ગુરુદેવના આગમપ્રધાન વાણીમાં સાંભળવાને અનન્ય અને અનુપમ લહાવો માને છે. તેવા રસઝરતાં વ્યાખ્યાનોમાથી યત્કિંચિત્ પ્રાપ્ત કરી આ પુસ્તક "પ્રેરણા"માં આપેલ છે. આ "પ્રેરણા" અનેકના જીવનને સદાચારી જીવન જીવવા ને સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા પ્રેરણા આપશે. પ. પૂ. ગુરુદેવ આચાર્યદેવેશના મૌલિક પ્રકાશનો "ચિંતનની કેડી" તથા "પાથેય" પુસ્તકોએ કેટલાય જીવનમાં સુખ-શાતિ-સમતા પ્રગટાવ્યા છે, તે તેમના તરફથી આવતા પત્રો તથા સંદેશાથી જાણવા મળે છે.

પ. પૂ. ગુરુદેવ આચાર્યદેવેશ શ્રી પદ્મસાગરજી મહારાજ સાહેબનાં ધર્માભિમુખ કરતાં વ્યાખ્યાનો રૂપી સાગરમાંથી ગાગર કરતાં પણ ઓછું મેળવ્યું-તેને શાસ્ત્રોક્ત રીતે સંમાર્જન પ. પૂ. પ્રાતઃસ્મરણીય, જ્યોતિષાચાર્ય, શાસ્ત્રરહસ્યવેદી, અસીમ ઉપકારી ગુરુદેવ આચાર્યદેવેશ શ્રી કલ્યાણસાગરજી મહારાજ સાહેબે કરી આપેલ, તે માટે તેઓશ્રીનો ઋણી છું.

આ બધા પર કૃપા-કરુણાછાયા પ્રસરી રહી હોય તો તે પ. પૂ. પ્રાતઃસ્મરણીય યોગીશ્વર શાંત દિવ્યાત્મા શ્રી સીમંધરસ્વામી તીર્થ-સ્થાપક આચાર્યદેવેશ શ્રી કૈલાસસાગરજી મહારાજ સાહેબની.

તો આ "પ્રેરણા"નુ સંપાદન કરવા માટે અસીમ કૃપા મારા પર પ. પૂ. ગુરુદેવ આચાર્યદેવેશની વરસી રહી, તે માટે તેઓશ્રીનો

ઋણી છું અને આવી કૃપા સદૈવ વરસતી રહે તેવી યાચના કરું છું

આમાં જે કાંઈ ત્રુટિ-ક્ષતિ રહેલ હોય તે મારી જવાબદારી મારી સમજી તે માટે દેવ ગુરુ ધર્મની અંતઃકરણપૂર્વક ક્ષમા ચાહું છું

૧૬, શત્રુંજય સોસાયટી, વિનમ્ર
પાલડી-અમદાવાદ-૭ લાલચંદ કે શાહ
ધનત્રયોદશી-૨૦૩૩

# આત્મધ્યાનીના અંતરની અમીરાત

ગહન જ્ઞાનનો પ્રકાશ હૃદયપટ પર છવાઈ ગયો હોય, સાત્ત્વિક જીવનની પ્રભાએ સમગ્ર અસ્તિત્વને ઝંકૃત કરી દીધું હોય, સાધક-જીવનની તિતિક્ષા રોજિંદો જીવનક્રમ બની ચૂકી હોય, ત્યારે અંતર-માંથી જે વાણી પ્રગટે છે એમાં વિચારોનુ સરળ સૌંદર્ય, ભાવનાની સાહજિક દીપ્તિ અને અભિવ્યક્તિની નિર્વ્યાજ મધુરતા આપોઆપ નીતરતી હોય છે. આનું કારણ એ કે એ વાણીની પાછળ ચિંતનની ગહરાઈ, અનુભૂતિની સચ્ચાઈ અને સાધનાની મધમધતી સુવાસ હોય છે. આવી અનુપમ વાણી હજારો તૃષાતુર આત્માઓને અમૃતપાનનો આનંદ આપતી હોય છે.

પૂજ્ય આચાર્ય મહારાજશ્રી પદ્મસાગરજી મહારાજની વાણી એ સત્યશોધક, આત્મગવેષણા કરનાર આત્મજ્ઞાનીની આત્મખોજના બયાન સમી છે. એમાં જ્ઞાનની ગહનતા, ધર્મ-ભક્તિની મૃદુતા અને આધ્યાત્મની ગૂઢતા પરત્વેનો સંકેત સાંપડે છે. આ વાણી તેઓના મધુર વ્યક્તિત્વના પ્રતિબિંબરૂપ છે. એમનાં દૃષ્ટાંતો બહુજન સમાજને આસાનીથી સમજાય તેવાં અને મૂળ વાતને મનમાં બરાબર ઠસાવી દે તેવાં હોય છે. ધર્મ-સિદ્ધાંત કે તત્ત્વજ્ઞાનની અઘરી વિચારણાને તેઓએ પચાવી છે અને એને પરિણામે જ એમની વાણીમાં ઘૂંટાઈ-ઘૂંટાઈને સાહજિક રીતે નગદ સત્યનો કિંમતી ઉપદેશ સાંપડે છે.

"પ્રેરણા" નામના આ પુસ્તકમાં પૂજ્ય આચાર્ય મહારાજશ્રી પદ્મસાગરજી મહારાજની ચિંતક પ્રતિભા વાચકના મનની ગરીબીને હટાવી દે તેવાં અમૃતભર્યાં પ્રેરણાવારિ પાય છે. જીવનની પ્રયોગ-શાળામાં ધર્મના પ્રફુલ્લનની પ્રેરણા આપે છે આજે સામાન્ય રીતે ઉપદેશશૈલીમાં સમાજને આકરો ઠપકો કે ઉપાલંભ આપવાની

વૃત્તિ જોવા મળે છે જ્યારે અહી એવા કોઈ ખડન–મડનમા પડયા વિના, જે કઈ કહેવુ છે તે સીધુ છતા સ્પષ્ટતાથી કહેવાયુ છે આવુ આલેખન આજે તો આપણા સમાજમા કયાક જ જોવા મળે છે

આ પુસ્તકમા ચિતનના વેરાયેલા મોતી સાધકની મસ્તી, શોધકની પ્રયોગશીલતા અને આત્મજ્ઞાનીની અનુભવખુમારી દર્શાવે છે આથી જ એમના ચિતનનુ સળગ સૂત્ર આલેખન કરતુ પુસ્તક મેળવવાની અપેક્ષા જાગે છે જે અનુપમ વસ્તુ માનવીની ભીતરમાં છે, અને એની શોધ માટે એ બિચારો કસ્તુરી મૃગની જેમ આસપાસ, આમતેમ ભટકયા કરે છે, તેવા આ ભૌતિકવાદથી પીડાતા યુગમા આ પુસ્તક પ્રત્યેક આત્મજ્ઞાનીને માટે માત્ર પ્રેરણારૂપ જ નથી, બલ્કે પથપ્રદર્શક છે

ચદ્રનગર સોસાયટી, ડૉ. કુમારપાળ દેસાઈ
અમદાવાદ–૩૮૦,૦૦૭
ધનત્રયોદશી, વિ સ ૨૦૩૩

## અનુક્રમણિકા

# दिवाळी कल्प

ભગવાન મહાવીરની અતિમ દેશના ૨૫૦૩ વર્ષ પૂર્વે આજના દિવસે થઈ હતી થોડા સમય પછી પોતે મોક્ષે પધારવાના છે, એમ જાણી પ્રભુએ ઉપદેશનો ધોધ વહેવડાવ્યો ૧૬ પ્રહર સુધી પ્રભુએ અખડ દેશના દીધી તે સમયે તેમણે ઉત્તરાધ્યયનના ૩૬ અધ્યયનો પ્રરૂપ્યા

સસાર ગમે તેટલો સુદર હોય પણ અતે તે દુખદાયી જ હોય છે

મોક્ષ ગમે તેટલા દુખથી મળતો હોય, તો પણ અતમા સુખ જ છે મોક્ષ પુરુષાર્થ તે મુખ્ય પુરુષાર્થ છે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચારમા પ્રાધાન્યતા મોક્ષની છે ધર્મ એ અર્થ અને કામનો ત્યાગ કરાવે છે

સસાર માટે અર્થ અને કામ છે અને આત્માની મુક્તિ માટે ધર્મ અને મોક્ષ છે સસારમા માનવનુ ધ્યેય મોક્ષ છે જે ધર્મ મોક્ષ અપાવે છે, તે સાચો ધર્મ છે ધન અને કામ તો સસારમા ભટકાવનાર છે

પ્રભુવીર પુન્યપાળ રાજાને આવેલ આઠ સ્વપ્નોનો અર્થ શ્રી મહાવીર પરમાત્મા સમજાવે છે આ સ્વપ્નો ભવિષ્યની આગાહી કરે છે,

૧ લું સ્વપ્ન : વિશાળ કાય હાથી છે. મોટી હસ્તિશાળામાં રાખવામાં આવેલ છે. ત્યાં તોફાન કરીને તે ખૂબ જૂની હસ્તિશાળામાં ચાલ્યો જાય છે.

પ્રભુ જવાબ આપે છે : શ્રાવકો હાથી જેવા હશે. સંસારિઓને ત્યાગના માર્ગે લઈ જવામાં આવશે, પણ ત્યાગ તેમના જીવનમાં નહીં ઉતરે, ક્ષણિક સુખદાયી સંસારમાં ભટક્યા કરશે. શ્રાવકોને આપઘાત કરવાનો વિચાર આવશે, પણ ત્યાગનો નહિ; કદાચ ત્યાગનો વિચાર આવશે, તો તે ત્યાગ લાંબો ટકશે નહીં.

૨ જું સ્વપ્ન : એક નાનો વાંદરો મોટા વાંદરા સાથે તોફાન કરે છે.

પ્રભુ જવાબ આપે છે : મારા પછીના આચાર્યોમાં સંપ રહેશે નહીં

૩ જું સ્વપ્ન : કલ્પવૃક્ષની આસપાસ વાડ છે. તેનાં ફૂલો વાડમાં પડી જાય છે, તેથી લોકો લઈ શકતા નથી.

પ્રભુ : શ્રાવક દાન કરશે, પણ તેમનું દાન સુપાત્ર નહી બને. ફૂળ કાંટાની વાડમાં પડે છે, તે પ્રમાણે કુપાત્રના હાથમાં દાન ચાલ્યું જશે.

અત્યારે સાધર્મિકોની ઉપેક્ષા ઘણી થઈ રહી છે.

૪ થું સ્વપ્ન : સુંદર સરોવરને કાંઠે બેઠેલ કાગડો બાજુમાં વહેતી ગટરનું પાણી પીએ છે ને પનિહારીઓનું અબોટ પાણી બોટી નાખે છે.

**પ્રભુ** ઘરમા સુંદર ખાનપાન હશે, તે નહી ગમે, બહારનો કચરો ખાવો પીવો ગમશે. સાધુ ને શ્રાવકો વક્ર સ્વભાવના થશે કોઈની શિખામણ સાભળવી નહીં ગમે જ્ઞાતિઓ, બધારણો ધીમે ધીમે તૂટી જશે

૫ મુ સ્વપ્ન વિરાટ જગલ છે તેમા વિશાળ સિંહ મૃત્યુ પામેલ છે શિયાળિયાઓ ભાગી જાય છે કીડાઓ તેના શરીરને ફોલી ખાય છે

પ્રભુ તીર્થંકરો, કેવળજ્ઞાનિઓ ગણધરો અને ચૌદ-પૂર્વધરો જેવા મહાતારક વિરાટ આત્માઓ ચાલ્યા જવાના, જૈનશાસન રૂપી મરેલો સિંહ રહેવાનો શાસનનુ સ્વરૂપ સિંહ જેવુ હોવાથી મિથ્યાત્વ રૂપી શિયાળિયાઓ તેની પાસેથી દૂર ભાગવાના પરતુ શાસનને આતરિક મનભેદ ફોલી ખાશે

૬ ઠ્ઠુ સ્વપ્ન સુદર સરોવરમા કમળ ખીલ્યા છે પણ તેમા સુગધ નથી પણ ઉકરડામા ખીલેલ કમળોમા સુગધ છે

પ્રભુ સારા કુળમા જન્મેલ છોકરાઓ ધર્મ વગરના હશે અને અનાર્ય દેશમા ને અનાર્ય જાતિમા જન્મેલ બાળકોમા ધર્મ હશે.

ભારતમા માસાહારનો પ્રચાર વધવા માડ્યો છે યુરોપમા વેજીટેબલ સોસાયટીઓ સ્થપાવા માડી છે

આજે હરિજનો મોટા ઓફિસરો, પ્રધાનો થવા લાગ્યા છે

૭મું સ્વપ્ન : એક માણસ સરસ ભૂમિમાં ખરાબ બીજ વાવે છે.

પ્રભુ : દુનિયામાં નકામું બીજ હશે. તે સારા ક્ષેત્રમાં વવાશે. સારા ક્ષેત્રમાં તો સારૂં બીજ વવાય તો જ ખીલી ઉઠે છે. જ્યાં જરૂર હશે ત્યાં ધન નહીં ખર્ચાય, જ્યાં જરૂર નહીં હોય તેવા મોજશોખમાં, કપડામાં, એશઆરામમાં પૈસા વપરાઈ જવાના. દયા, પુણ્ય વગેરે સાતક્ષેત્રમાં પૈસા ઓછા વપરાશે.

૮ મું સ્વપ્ન : કમળ પાંખડીઓમાં શ્વેત કળશ મલિન પાણીથી ભરેલો હોય છે અને પાંદડાંઓથી લપટાયેલો છે.

પ્રભુ : જેનું જીવન સુંદર ભાવનાઓથી ભરેલ હશે; ત્યાં લોકોને શંકા આવશે. સજ્જન આત્માઓ ઓછા હશે. શાંત સાધુઓને નકામા સાધુઓ હેરાન કરવાના. સોનું અને પિત્તળ ઝગડો કરવાના.

આજે સજ્જન માણસોને દુર્જન ખૂબ હેરાન કરે છે. સમાજની સંપત્તિ ને શક્તિ અયોગ્ય માર્ગે વેડફાઈ રહેલ છે.

ત્યાર પછી પુન્યપાળ રાજાએ પ્રભુ પાસે દીક્ષા લીધી.

પ્રભુએ ગૌતમના અભ્યુદય ખાતર રાગ દૂર કરવા ખાતર ગૌતમને પોતાના અંત સમયે દેવશર્માને પ્રતિબોધ કરવા મોકલ્યા. ગૌતમ એટલે આજ્ઞાંકિત મૂર્તિ. તે ગયા ને

દીપક બૂઝાઈ ગયો સત્ય જ્યોતિ જતા જ્યોતિના આભાસ રૂપે લોકોએ દીપકો પ્રગટાવ્યા, ને તે થઈ દીપાવલિ પ્રભુ જેવા સૂર્ય જતા, તેમણે નાનકડા કોડિયાને પ્રકાશ આપ્યો

આ પર્વમા આસુ છે, આનદ પણ છે પ્રભુ નિર્વાણ પામ્યા, એવુ, ગૌતમે જ્યા સાભળ્યુ, ત્યા હતાશ થઈ બેસી ગયા પોકેપોક મૂકી ગૌતમ બાળકની માફક રડવા લાગ્યા ગૌતમને વીરપ્રભુનુ પગલુ જ્ઞાનવતુ દેખાયુ, ને તે જ્ઞાનનો પ્રકાશ અતરમા પથરાતા પ્રભાતે ગૌતમને કેવળજ્ઞાન થયુ



## ૪ | જ્ઞાન પંચમી

શાસ્ત્રકાર મહર્ષિ સમજાવે છે કે જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની તિથિ કોઈ નક્કી નથી, પણ એક ગુણને લઈને જ્ઞાનપંચમી નક્કી થઈ છે.

જ્ઞાનપંચમી પાછળ દીર્ઘદૃષ્ટિનો મહાસાગર પડ્યો છે. એને શાસ્ત્રદૃષ્ટિથી જોવું પડશે.

આ જીવ આઠ કર્મની જાળથી સંસારમાં ભટકી રહ્યો છે. આત્મા પર કર્મનાં પડ લાગેલાં છે. તેથી આત્માનું હીર અર્થાત્ શુદ્ધ સ્વરૂપ દેખાતું નથી. આત્માનું સ્વરૂપ જ્ઞાનથી જણાય છે.

આત્માનો ગુણ જ્ઞાન છે. જેમ જેમ જ્ઞાન આવતું જાય, તેમ તેમ આત્મા શુદ્ધ બનતો જાય છે. સ્વ અને પરને પ્રકાશિત કરનાર જ્ઞાન છે

શ્રુતજ્ઞાન બોલતું છે, ત્યારે કેવળજ્ઞાન મૂંગું છે. કેવળ-જ્ઞાનને બતાવનાર શ્રુતજ્ઞાન છે. સિદ્ધને ઓળખાવનાર અરિ-હંત છે. અરિહંતો પણ સિદ્ધને જ નમસ્કાર કરે છે. સંસારને પાર કરનાન જ્ઞાન છે. શ્રુતજ્ઞાન આત્માને ઓળખાવે છે. જીવો અજ્ઞાનથી કર્મબંધન કરે છે.

ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં ઊંઘતી વખતે સંગીત બંધ

કરાવવાનુ સેવક ભૂલી ગયો, તો વાસુદેવે તેના કાનમા સીસુ રેડાવ્યુ આ હતી અજ્ઞાન અવસ્થા જેમ જ્ઞાન આવતુ ગયુ, તેમ વિષયકષાય પાતળા થતા ગયા જ્યારે પ્રભુના કાનમા ખીલા ઠોકાય છે, ત્યારે પ્રભુ વિચારે છે "અજ્ઞાન અવસ્થામા કરેલુ કર્મ જ્ઞાનથી ભોગવવાનુ છે"

અધારામા વાળેલી ગાઠ પ્રકાશમા છોડવાની છે રોગ, શોક, દુ ખ બધુ કર્મથી આવે છે જ્ઞાનથી બધાનો વિચાર કરવાનો છે,

ઘી ગમે તેટલુ છુભ ખાય, પણ તે ચીકણી બનતી નથી, તેવી રીતે જગતમા રહેવા છતા ચીકાશથી ચીકણા થઈને જીવવાનુ નથી, પણ અલિપ્ત રહેવાનુ છે આ બધુ જ્ઞાનથી સમજાય છે આ સમજણ માટે જ્ઞાન પચમી છે

ચાર ચાર માસ વરસાદ વરસ્યો, વાતાવરણ ભેજથી છવાઈ ગયુ ત્યાર પુસ્તકોને ખૂબ જ ભેજ લાગેલ હોય શરદ પછીનુ આકાશ શુદ્ધ હોય છે, તડકો ચોકખો હોવાથી ચોપડીઓનો ભેજ ચાલ્યો જાય પુસ્તકોના ભડાર દર વર્ષે ચોકખા થવા જોઈએ

પુસ્તકોનુ (શ્રુતજ્ઞાનનુ) રક્ષણ પ્રાણથી પણ કરવુ જોઈએ.

જ્ઞાનની પૂજા ત્રણ પ્રકારે કરવાની છે ૧ જ્ઞાનના સાધનને (પુસ્તકો–ગ્રથો)ને પૂજવાના–સ્વચ્છ રાખવાના. ૨ જ્ઞાનના સાધકને પૂજવાનો ૩ જે સાધ્ય છે, તે ઉપકરણોની પૂજા કરવાની

ચડકૌશિકને જ્ઞાન આવતા આઠમા દેવલોકે-પહોચ્યો.

નથી. ભણવા બેસો, ત્યારે મનને સ્થિર કરીને ભણશો તો જ્ઞાન યાદ રહી જાય છે. દૂધ પણ સ્થિર રહે તો દહીં બની શકે છે. જ્યાં સ્થિરતા છે, ત્યાં જમાવટ છે. માટે લક્ષની આવશ્યકતા પ્રથમ છે.

ધર્મને જીવનનુ લક્ષ બનાવો, તેનું જ્ઞાન મેળવો, તદનુસાર ક્રિયા કરો તો જીવન ધર્મમય બની કલ્યાણકારી બનશે. રસપૂર્વકની ક્રિયાથી ધર્મમાં રુચિ જાગ્રત થાય છે. દોડાદોડ કરી જે તે ક્રિયા કરવાથી ધર્મમાંથી રસ ઓછો થઈ જાય છે. Rolling stone gathers no moss.

જીવનમાં ધર્મ સમજીને વિચારીને કરવાનો છે. લક્ષસહિત કરેલ ધર્મ ક્રિયાના મિશ્રણથી રસમય તેમજ ફળદાયી બને છે.

પ્રતિક્રમણનું મર્મ સમજ્યા પછી પ્રતિક્રમણની ક્રિયામાં અનેરો આનંદ આવે છે. તે ક્રિયા કરવા પૂરતી ન રહેતાં કરવા માટેની (must) બની જાય છે.

જંબૂકુમાર પરણવાના સમયે ભગવાન્ શ્રી સુધર્માસ્વામિજી પાસે ઉપદેશ સાંભળવા જાય છે. ઉપદેશ હૃદયમાં લાગી જાય છે. જંબૂકુમારના લગ્ન થઈ ગયા પણ ઉપદેશથી પ્રાપ્ત થયેલ જ્ઞાને તેમના અંતરમાં દીપક પ્રગટાવ્યો. તેમણે પરણિત કન્યાઓને સંસારની અસારતા બતાવી. તેમણે પ્રભુ —વીતરાગ પરમાત્મા સાથે લગ્ન કરવાનું સમજાવ્યું—

ઋષભ જિનેશ્વર પ્રીતમ મ્હારોરે,

ઓર ન ચાહું રે કંત;

રીઝયો સાહિબ સગ ન પરિહરે રે,
ભાગે સાદિ અનત.

પ્રભુ સાથેના લગ્ન અખડિત છે, જ્યા નથી વિયોગ કે વિરહ સસારના લગ્ન ખાડના રમકડા સમાન છે

જબૂકુમારે કરેલ જ્ઞાનની વાતોએ ચોરી કરવા આવનાર પ્રભવચોગ્મા પરિવર્તન આણ્યુ–તેણે ચોરી છોડી, વૈરાગ્ય માર્ગ સ્વીકાર્યો અને જબૂસ્વામિની સાથે ૫૦૦ ચોરો સહિત દીક્ષા સ્વીકારી તે પછી પ્રભવસ્વામી આચાર્ય બન્યા જ્ઞાનનુ લક્ષ સમજાય તો ક્રિયા મધુરપ અપે છે 'જ્ઞાની શ્વાસો શ્વાસમા કરે કર્મનો છેહ, પૂર્વ કોડી વરસો લગી અજ્ઞાની કરે તેહ'

જ્ઞાનને લક્ષમા લઈ ક્રિયા કરવાથી એક શ્વાસોશ્વાસમા કર્મોનો મેરુપર્વત ખડો કરે છે આમ જ્ઞાન પ્રકાશ છે તે પ્રકાશ અનેક ક્રિયામા જોડે છે ને જ્ઞાન તથા ક્રિયાના મહ-યોગથી મોક્ષપ્રાપ્તિ થાય છે

## ✖ | જ્ઞાન દૃષ્ટિ

" જ્ઞાનસાર " માં ઉપાધ્યાયજી મહારાજ સમજાવે છે, કે સાચા શુદ્ધ સુખ માટે દૃષ્ટિને જ્ઞાનપૂર્ણ બનાવવાની છે, જીવનભર અમરતાને શોધવાની છે, વ્યક્તિની નહિ, સદ્-ગુણની ઉપાસના કરવાની છે.

બાળક ભણવા જાય છે અને ધીમે ધીમે ઉચ્ચ કક્ષા (ડીગ્રી) પ્રાપ્ત કરે છે. ત્યારે લોકો મોટા થયેલ બાળકની પ્રશંસા નથી કરતા, પણ તેણે પ્રાપ્ત કરેલ સદ્‌ગુણોનુ મૂલ્યાંકન આંકે છે.

મૂર્ખમાં, દુષ્ટમાં કે અજ્ઞાનિમાં પણ દિવ્યતા તો પડેલી જ છે, પણ એ દિવ્યતા જ્ઞાની જોઈ શકે છે. અને આ પ્રમાણે આપણી દૃષ્ટિને મંગળમય બનાવવાની છે. સામાન્ય જોવાની દૃષ્ટિને શુભ વળાંક આપવાનો છે. ભૂલને ભૂલરૂપે જોવાની છે, વિચારવાની છે અને તે ભૂલમાંથી છૂટવાનો વિચાર કરવાનો છે. આત્મા સંસાર રૂપી દાવાનળ વચ્ચે ઘેરાયેલો છે, પણ તે દિવ્ય છે, અમૃતમય છે. તે દાવાનળ ઉપર જ્ઞાનરૂપી પીયૂષ છાંટવાથી આત્મા શીતળ અને શુદ્ધ સ્વરૂપે પ્રગટ થશે, તેના પર ચઢેલ મોહરૂપી ધૂળને ઉડાડવાની છે, તેનું જ્ઞાન અમરત્વ બક્ષે છે.

'જેવી દૃષ્ટિ, તેવી સૃષ્ટિ' દુર્યોધનને રાજસભામા બધા જ ખરાબ લાગ્યા, અને ધર્મરાજને તે સભામા બધા જ સારા લાગ્યા ગાંધીજીને ગોળીનો કે મરવાનો ભય ન હોતો, કારણકે તેઓ પોતાની સમાન બધાને અવેરી સમજતા ઘણુ સમજાવ્યા છતા મહાવીર પ્રભુ દૃષ્ટિવિષ ચડ કૌશિક પાસે ગયા કારણ કે તેમની દૃષ્ટિમા જ્ઞાનરૂપી અમૃત હતુ, તેમણે વિષને અમૃત બનાવ્યુ

બાળકને—તોફાની બાળકને સમજાવવા માટે હકારાત્મક રહી, પ્રેમથી વાત કરવાની છે દરેક માણુસના ગુણ જોવાના છે, ને જીવનની પ્રત્યેક ક્ષણ મગળમય બનાવવાની છે જગત તો સારામા સારૂ છે પણ શુભ જ્ઞાન દૃષ્ટિના અભાવે આપણને જગત ખરાબ લાગે છે

સારી પ્રકૃતિવાળા માણસને ક્રોધ આવે છે, ત્યારે તેનો ચહેરો બદલાઈ જાય છે તેથી જ પ્રભુના જ્ઞાનમય શબ્દો જે ચડ કોશિયાને કહ્યા, તે યાદ કરવાના છે 'બૂઝ, બૂઝ' હે આત્મન્ ! તુ સમજ સમજ ' આ માટે મોટામા મોટા અપમાનને નાનામા નાનુ બનાવી દેવાનું છે, ઝેરના ઘુટડા ગળી જવાના છે ઝઘડાનો તણખો જેટલો વધારશો, તેટલો ભડકો મોટો થઈ જશે "ઝેરનો પ્યાલો, મીરા અમૃત જાણી પી ગયા" તેમ કોઈ ઝેરનો પ્યાલો આપે તો આપણે મીરાની માફક અમૃત સમજીને પી જવાનુ છે લોકોની ખરાબીમા પણ સારૂ જોવાનુ છે કાટાઓની વચ્ચે ગુલાબને નીરખવાનુ છે, તેવી મગળમય જ્ઞાનદૃષ્ટિ ઉત્તમ છે.

'હે આત્મન્ ! તારે જે બનવું હોય તે તું બની શકે છે, જીવનને સુંદર બનાવવું છે, તો તેને જ્ઞાનમય બનાવો. અરે! મોટી ઉંમરે પણ સ્વાધ્યાય, અભ્યાસ થઈ શકે છે, આ માટે સંકલ્પ કરવાનો છે. સંકલ્પથી આગળ વધી શકાય છે, રસ્તામાં આવતા વિકલ્પો દૂર થાય છે, મુસીબત-મૂંઝવણ ટળી જાય છે. આ માટે મોહનું આવરણ દૂર કરવાનું છે. તેથી અજ્ઞાનતાનું પડ નાશ પામશે.

જીવનમાં પહેલી જરૂર જ્ઞાન દૃષ્ટિની છે. દર્શન, સામાયિક, પ્રતિક્રમણ કે ધર્મની કોઈપણ ક્રિયા પાછળ દૃષ્ટિની જરૂર છે. જ્યાં દૃષ્ટિ છે, ત્યાં ધર્મ છે, ત્યાં જ્ઞાન છે, ત્યાં સમ્યક્ત્વ છે, માટે જ્ઞાન તથા ક્રિયા બન્ને સાથે હોય તો મોક્ષ માર્ગ સરળ ને સહજ બને છે. સમજણ વિનાની ક્રિયા માણસને અભિમાની બનાવે છે. જ્ઞાન વગર ક્રિયા શુષ્ક નીરસ બને છે.

આપણે આંખને દૃષ્ટિ માની છે, જ્ઞાનીઓએ જ્ઞાનને આંખ માની છે. દિવ્ય ચક્ષુ અને અંતર ચક્ષુ ઉઘડી જાય તો બેડો પાર થઈ જાય. તેથી સાચું સુખ મેળવવા જ્ઞાન દૃષ્ટિની આવશ્યકતા છે.

●

## ૪ | મંગળદૃષ્ટિ

'ઉત્તરાધ્યયન સૂત્ર' મા શ્રી વીર પ્રભુ આપણને બે દૃષ્ટિ અંગે સમજાવે છે એક મંગળમય દૃષ્ટિ અને બીજી અમંગળમય દૃષ્ટિ

મંગળમય દૃષ્ટિ દુઃખમા પણ સુખને જુએ છે અને અમંગળમય દૃષ્ટિ સુખમા પણ દુઃખને જુએ છે, કારણ કે તે દૃષ્ટિ કમળાના રોગ જેવી દૂષિત અપવિત્ર બની ગયેલી હોય છે મનને શાંત બનાવવા દૃષ્ટિ પવિત્ર બનાવવાની છે

દુઃખીના આંસુ લૂછવાના છે અને પરોપકારથી સુખને ઊભુ કરવાનુ છે જો પૈસાની અગરબત્તી બળીને પણ સુવાસ ફેલાવે છે, તો અમૂલ્ય માનવી તો કેવી સુગન્ધ સુવાસ ફેલાવી શકે તેમ છે!

આપણે આપણી જાતે ક્ષણેક્ષણ સુધારવાની છે દુઃખની વચ્ચે શાંત રહેવાનુ છે, દુઃખીને જેટલુ આપશો, તેનો બદલો છેવટે જરૂર મળે છે ધર્મ એ તો અર્પણ છે, આત્મા માટે બધુ કરવાનુ છે પતિભક્તિમા મગ્ન રહેનાર સ્ત્રી અર્પણમા આનંદ માને છે ને માણે છે તે પોતાના કર્તવ્યને સાચો આનંદ ગણે છે પોતાનુ કર્તવ્ય બજાવવુ સરળ નથી. તે માટે આપણે અંદરથી તૈયાર થવાનુ છે તે માટે પોતાના દોષોને પોતે જ શોધવાના છે

ખરડાયેલા હાથ બીજી વસ્તુને સારી નથી કરી શકતા. જે લોકો પોતાને જુએ છે, તેનો વિકાસ જલદી થાય છે. થોડા શાંત ને સ્વસ્થ થઈને આત્માની ખોજ કરવાની છે, અંતરને ધીમે ધીમે સ્વચ્છ બનાવવાનું છે.

પોતાની શોધ કરતાં આખા જગતની શોધ થઈ જાય છે. તે માટે અમૂલ્ય ચાવી છે મૌન. મૌન જેટલું વધારે, તેટલી આત્મશુદ્ધિ વધારે.

આવી મંગળમય દૃષ્ટિ જીવનમાં દિવ્ય શાંતિ લાવે છે. જેવાં કર્મ કર્યાં હોય, તેવાં ફળ મળે છે. પ્રયત્ન સારો ને સાચો કરવાનો છે, પરિણામની ફિકર નથી કરવાની, જીવનમાં બને તેટલું શાંત બનવાનું છે.

બીજાના દોષ જોવા નહી, તેથી તો આપણું મન બગડી જાય છે. આપણા દોષ જોવાથી આપણું જીવન સુંદર બની જાય છે. અપાત્ર માણસને વિદ્યા પ્રાપ્ત થાય તો તે બીજાના દોષ વધુ જુએ છે.

આ માટે પરલક્ષી બની સ્વલક્ષી બનવાનું છે. આથી સત્ય પ્રતિ ગતિ થાય છે. અને સત્યની નજીક જેમ જેમ જવાય, તેમ તેમ પ્રભુની નજીક જવાય છે. સત્ય ને સદાચાર આપણને મુક્તિ પંથે લઈ જાય છે.

આ પ્રમાણે મંગળમય દૃષ્ટિથી શાંતિ સ્વદોષદર્શન, સત્યવાદીપણું, સદાચાર પ્રાપ્ત થાય છે. આ માટે મુસીબત આવે તે પહેલાં તેની તૈયારી કરવાની છે. માણસ ઘડાઈને

તૈયાર થાય છે માટીના ઘડાને ટીપાવુ પડે છે, શેકાવુ પડે છે, પછી તે ચોગ્ય બને છે

મગળમય દષ્ટિથી સૌજન્ય જન્મે છે ને માનવી સજ્જન બને છે સજ્જનમા અનેક સદ્ગુણો વિકસેલ હોય છે તેને ક્રોધ માથે આડવેર હોય છે સજ્જન તો "મિત્તી મે સવ્વ ભૂએસુ" માનનાર છે સજ્જન પોતાના જ્ઞાનનો અહકાર નથી કરતો ને કદાપિ વિશ્વાસઘાત કરતો નથી

અમગળમય દષ્ટિવાળા માનનો છીછરા મનવાળા, બીજાના અહિતમા આનદ માનનારા અને અન્યને અકારણુ દુખ દેનારા હોય છે

એક ડૂબતા ઉદરને હસે બચાવ્યો ઉદર ઠડીથી ધ્રૂજતો હતો, ચાલી શકતો ન હતો તેથી હસ તેને પોતાની પાખો નીચે રાખી હૂફ આપવા લાગ્યો તો ઉદરે હસની પાખો કોલી ખાધી, અને હસ ઉડી ન શકચો આમ અમગળદષ્ટિવાળા ઉપકાર પર અપકાર કરનારા ઉદર જેવા હોય છે તેની વૃત્તિ ને પ્રવૃત્તિ અધમ ને હલકી હોય છે માટે બધાની મગળમય દષ્ટિ થાય તેવી અભિલાષા

●

## ✖ | જ્ઞાને મોક્ષઃ

જેઓ આશાને પોતાની દાસી બનાવે છે, તે જગતને જીતી શકે છે જેઓ આશાના દાસ બને છે, તેને જગત જીતી શકે છે.

આપણી પાસે જો જ્ઞાન અને અનુભવ ન હોય, તો આપણે ઇચ્છાના ગુલામ બની જઈએ છીએ, પણ જ્ઞાન મેળવીને ઇચ્છાને આપણી ગુલામડી બનાવવાની છે.

ઇચ્છાને દબાવવાની નથી, પણ જ્ઞાનથી ઇચ્છાને દાસ બનાવવાની છે. ઇચ્છાને સમજવાની છે અને તેને સમજાવવાની છે તેથી આત્મકલ્યાણનો માર્ગ સરળ બની શકે.

પાંચ ઇંદ્રિયોના વિષયથી તથા કષાયથી ઇચ્છા આપણા પર શાસન ચલાવે છે. જો દૂધપાકમાં જરાક વિષ પડી જાય તો તે દૂધપાક વિષમય બની જાય છે અને તેવા દૂધપાકને આપણે સ્પર્શતા નથી. તે પ્રમાણે સંસારમાં વિષયો વિષ કરતા અતિ ભયંકર છે, અને જો તે વિષયો આપણને વિષ જેવા લાગી જાય, તો આપણને વિષયો પ્રતિ તિરસ્કાર છૂટે. વિષયોમા ડૂબવાથી અનંતો કાળ ડૂબી જાય છે, પરંતુ તે અંગેની જ્ઞાનદશા પ્રાપ્ત થાય તો સંસારમાં તરી જવાય છે.

જે જ્ઞાનથી ઇંદ્રિયો આત્માને મોક્ષમા લઈ જાય છે, તે જ ઇંદ્રિયો વિષયો દ્વારા આત્માને નરકમા લઈ જાય છે

માટે જીવનમા વિષયોનો ત્યાગ કરવાનો છે એક સાગરમા હજારો નદીઓ ભળાઈ જાય તોપણ સાગર ભરાવાનો નથી, તે પ્રમાણે ઇચ્છાઓ પણ અનત છે ઇચ્છાની પરિપૂર્ણતા તે ઇચ્છાની વૃદ્ધિ છે તેથી ઇચ્છાનો ત્યાગ કરવાનો છે એ ત્યાગ કરનાર તારક બનશે

આ અગેનુ જ્ઞાન અતરમા થાય તો ઇચ્છાઓની તૃપ્તિ અતરથી થાય છે, બહારથી તેની તૃપ્તિ કદાપિ થતી નથી કહેવાયુ છે કે "તુ તારામા ડૂબીશ, તો જ તને તૃપ્તિ થશે તો જ તુ સસારને તરી શકીશ"

અનુભવ કહે છે કે એક ઇચ્છા તૃપ્ત ન થાય, ત્યા અનત ઇચ્છાઓ આવીને ઊભી રહે છે જ્યા સુધી સસાર છે, ત્યા સુધી ઇચ્છાઓ છે એ ઇચ્છાઓનો અત એ જ મોક્ષ ઇચ્છાનુ બીજ બળી જાય ત્યારે જ મોક્ષ મળી શકે છે

જ્યારે ઇચ્છાનો ત્યાગ કરો છો, ત્યારે મોહરાજા વધારે મોહનીય રગો બનાવે છે મોહનુ જોર વધી જાય છે, પછી ઇંદ્રિયો આત્માને બાધે છે માટે સામે આવેલ મોહની વસ્તુઓનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરવાનો છે

આપણે માનીએ છીએ કે ડ્રાઈવર આપણો નોકર છે, પણ ખરી રીતે તો આપણે ડ્રાઈવરના નોકર છીએ ડ્રાઈવરના

વિશ્વાસે મોટરમાં બેઠેલા આપણને તે ગમે ત્યાં અથડાવી ફેંકી શકે છે, તેવું જ ઇંદ્રિયોના વિષયોનું છે. આપણે માનીએ કે ઇંદ્રિયો આપણા કાબુમા છે, પણ જ્યાં આપણે તેના વિશ્વાસે રહ્યા કે તે આપણને ગમે ત્યાં ફંગોળી દે છે ને છેવટે નરકવાસી બનાવે છે.

માટે ઇચ્છાના બંધનથી બંધાવાનું નથી. જેમ જેમ આત્મા ગુણઠાણા ઉપર ચઢતો જાય છે, તેમ તેમ મોહ-રાજાનું જોર વધતું જાય છે. સંસારમાંથી જીવ છૂટવા માગે છે, ત્યારે વિવિધ સાનુકૂળ પ્રલોભનો સામે આવીને ઊભા રહે છે. તે પ્રલોભનની ઉપેક્ષા કરીને, ઇચ્છાઓનો નિરોધ કરીને, વિષય-કષાય પ્રત્યે મમતાહીન દૃષ્ટિ રાખશો તો સમજણપૂર્વક અંતરને મળેલ જ્ઞાન આપણને મોક્ષ પ્રતિ લઈ જશે. માટે ઇચ્છાના દાસ ન બનતાં તેને દાસ બનાવો.



## જ્ઞાન ત્યા સાન

એક બ્રાહ્મણને એક પુત્રી ને બે પુત્રો હતા પુત્રી ચતુર હતી તેનામા શ્રેષ્ઠ જ્ઞાન ને અસાધારણ બુદ્ધિ હતા તેણે ગુરુઓ પાસેથી શ્રેષ્ઠ જ્ઞાન મેળવ્યુ હતુ બ્રાહ્મણને ત્યા સીમાતીત ગરીબાઈ હતી. તેના ઘર ઉપર છાપરુ પણ ન હતુ, ત્યારે સુસવાટા વાતો પવન અંદર આવતો હતો

ગરીબીમા સમજણ હોય તો જીવન સુંદર બની જાય છે પણ ગરીબી પચાવવી ઘણી જ આકરી છે માટે જ્ઞાનની વિશિષ્ટતા નથી, ધનની છે દુખમા ધન નહી નહી પણ જ્ઞાન જ કામ લાગવાનુ છે તેમાય પૈસાની ગરીબી કરતા મનની ગરીબી ખરાબ છે

આ ગરીબ બ્રાહ્મણની દીકરી કૂવા કાંઠે પાણી ભરવા ગઈ ત્યારે પુરોહિત પૂરપાટ દોડતા ઘોડા પર ત્યા આવે છે, તેને ઘણી તરસ લાગી હતી તેણે છોકરી પાસે પાણી માગ્યુ, છોકરી તરત પાણી આપતી નથી બે વખત પાણી કાઢીને ઢોળી દે છે પછી ત્રીજી વખતે પાણી પીવડાવે છે

પુરોહિતને આશ્ચર્ય થયું તેણે પાણી ઢોળવાનુ કારણ પૂછ્યુ તો છોકરીએ જવાબ આપ્યો "તમે દોડતા આવ્યા હતા, તેથી તરત જ પાણી પીવાથી પેટનો ગોળો બંધાઈ જાય, તેથી શાંતિ થયા પછી મેં પાણી પાયુ "

જીવનમાં સમજણ અને ધર્મ હોય તો જીવન ધન્ય બની જાય છે.

પુરોહિત છોકરીને ત્યાં જાય છે. બ્રાહ્મણે પ્રેમથી રોટલો ખવડાવ્યો. પુરોહિતે તેની દીકરીની માગણી કરી, બ્રાહ્મણે તેને અર્પણ કરી અને બન્નેનાં લગ્ન થઈ ગયા.

બ્રાહ્મણની દીકરીને વૈભવ મળ્યો, પરંતુ તે જરાય છલકાતી નથી. આપણો અનુભવ છે કે સૂર્ય કરતાં તેનાથી ગરમ થયેલ રેતી વધારે દઝાડે છે.

એક દિવસ તેનો પિતા સારાં કપડાં પહેરીને દીકરીને મળવા ગયો. પરંતુ નણંદ બાપ દીકરીને મળવા દેતી નથી. તેથી અંદર બેઠા બેઠા દીકરીએ બાપને દ્વિઅર્થી પ્રશ્નો પૂછ્યા. પહેલાં પૂછ્યું : "હાથી દાંત કાઢે, બાબા ?" ન હોય છતાં સારા કપડાંનો દેખાવ થાય ?

બાપ : હા, બેટા, દાંત કાઢે. (હાથીને દાંત બહાર હોય છે.)

દીકરી . ડેલીએ વાજાં વાગે, બાબા ?
(છાપરા પર રહેલ પાદડાંનો અવાજ આવતો હતો.)

બાપ : હા બેટા, વાજાં વાગે.

દીકરી : ચકલા દાણા ચગે, બાબા ?
(ખેતરમાંથી વીણી વીણીને ભાઈ દાણા લાવે છે. દુ:ખમાંથી સુખ શોધવાનું છે.)

બાપ : હા બેટા, ચકલાં દાણાં ચગે.

દીકરી  હીગે દીવો કરે, બાબા ?
(ભાઈ દીવા જેવુ અજવાળુ કરે છે ?)
બાપ  હીગે દીવો કરે

આ સાભળી નણદ તથા માસુને થયુ કે વહુના પિયરે હાથી છે, ડેલીએ વાજા વાગે છે કોઠારમા ઘણુ ધાન્ય છે હીગ ઠે ખૂબ જ વૈભવ છે તેથી તેમણે વેવાઈનુ સારૂ સ્વાગત કર્યું સુદર ભોજન જમાડી જતી વખતે ગાડુ ભરી મીઠાઈ આપી પછી પુરોહિતને થયુ કે મારી વહુ સમજણ ભરેલી છે

દીકરી પાસે જ્ઞાન હતુ જ્ઞાનથી પ્રાપ્ત થયેલ સાન-સમજણથી વિપત્તિને વૈભવમા ફેરવી બતાવી

દુખમય સસારમા ખેદ ન કરતા સમતાપૂર્વક ઔદાસિન્યભાવે રહેવાનુ છે દુખમાથી સુખ શોધવાનુ છે જ્ઞાનિઓ કહે છે કે વિપત્તિ આવે તો વલખા મારવાના નથી-હારી જવાનુ નથી જે દુખ સુખ આવે છે તે આપણા પૂર્વના કર્મ અનુસાર આવે છે દુખનુ સ્વાગત કરવુ દુખ આવતા કસોટી થાય ત્યારે સમતા અને સહિષ્ણુતા હોય તો જીવન સુવર્ણમય બને છે દીકરીએ ગરીબી પચાવી હતી જ્ઞાનથી દુખને જીવ્યુ હતુ, દુખ જોયુ હતુ તેથી તેનામા સમજણ શક્તિ એવી ઉદ્ભવી કે પ્રતિકૂળતાને અનુકૂળતામા પરિવર્તિત કરી દીધી

તો જ્ઞાન ને સમજણ હશે તો આત્માને પ્રગતિ કરવામા સરળતા ને સુગમતા રહેશે

## કાર્તિકી પૂર્ણિમા

આજનો દિવસ ત્રણ મંગળ વાતો લઈને આવે છે, આજે ભક્તો પ્રભુને ભેટીને પોતાનું જીવન શુદ્ધ બનાવે છે, પવિત્ર અને મંગળ બનાવે છે. જેમ કપડાં ધોવા માટે સાબુ, વાસણ શુદ્ધ કરવા આંબલી, તેમ હૃદયને ધોનાર પ્રભુની વાણી છે. હૃદય ત્રણ તત્ત્વોથી શુદ્ધ બને છે: ત્યાગ, જ્ઞાન અને ભક્તિ.

આજે પૂર્ણિમાના દિવસે અનેક ભક્તગણ પ્રભુને ભેટવા ઉલ્લાસપૂર્વક શત્રુંજય ગિરિ ચઢતા હશે. સવારના ચાર વાગે તો તળેટી પર જે ઉલ્લાસ ઉત્સાહ. ઉમંગ નજરે પડે છે. તે જોઈને આબાલ વૃદ્ધની ભક્તિ ભાવના જોઈને કોઈ પણ સહૃદયી ગદ્‌ગદિત થઈ જાય છે. આ છે આજનું એક પરમ મંગળ તત્ત્વ: ગિરિરાજની સ્પર્શના. સિદ્ધાચળની યાત્રા એટલે સિદ્ધશીલાની યાત્રા, જ્યાં અનંતાનંત પુણ્યાત્માઓ પરમ પદ પામ્યા છે, જ્યાંના પુદ્‌ગલો પવિત્ર, મંગળ, શુદ્ધ છે, તે કોઈ પણ આત્માને ઊર્ધ્વગામી બનાવે છે.

બીજું મંગળમય તત્ત્વ છે: ગુરુભગવંતોનો વિહાર. સાધુઓ ગંગાપ્રવાહ જેવા છે. સાધુઓ મુક્ત વિહારી છે. પાણી એક ખાબોચિયું બની જાય તો તે ગંધાઈ ઉઠે છે. સાધુઓ સરિતા જેવા છે. તેઓ સરિતાની માફક પોતાના કાંઠાને–પક્ષને પલ્લવિત કરે છે. સાધુસંતોનો સમાગમ આત્મ-

હિતકારી છે સાધુની શ્રેય માર્ગ વાણીથી જીવનને સમૃદ્ધ બનાવવાનુ છે ધર્મથી જીવન અડોલ બને છે સાધુ જગતને સુખ આપે છે જગતના દુખો લઈને, પોતે તે સહીને અન્યને આનદ આપે છે નાનગ ગોત્રી વહાવનાર પચ મહા વ્રતધારી સાધુ છે આત્મા જ્યોતિર્ધર છે, સિંહ સમાન બળવાન છે, મુક્ત છે, અભય છે, અજર છે, અમર છે એવુ સચોટ જ્ઞાન કરાવનાર સદ્ગુરુઓ છે

સકુચિતતામાથી વિકાસ તરફ જવાનુ સમજાવનાર ગુરુ છે આત્માને પરમ પદે લઈ જવાનો છે દેહ તો કાચનુ ખોખુ છે ચેતન નગર દેહ નિરર્થક છે આખ હીરો પારખી શકે છે, મડદુ હીરો પારખી શકનાર નથી અદર જે બેઠેલ છે, તે કિમતી છે

આજની ત્રણ મગળ વાતોમા પહેલી વાત સિદ્ધગિરિની યાત્રા, બીજી વાત સાધુસતોનો વિહાર અને ત્રીજી વાત ભારતના જ્યોતિર્ધર શ્રી હેમચદ્રાચાર્યની જન્મતિથિની છે

પૂ શ્રી હેમચન્દ્રાચાર્યજીએ પોતાના જીવનમા દરેક બાબતનુ સાહિત્ય રચ્યુ છે પ્રાકૃત અને સસ્કૃતના પ્રખર તેઓ સમર્થ વિદ્વાન હતા, અતિ વિશાળ સાહિત્યના મૌલિક રચયિતા હતા સરસ્વતીદેવીનો સાક્ષાત્ વાસ તેમના મુખે હતો એ સરસ્વતીપુત્રે ગુજરાતનુ જ નહિ, પણ સમગ્ર ભારતનુ નામ જગતના સાહિત્યમા રોશન કર્યું છે 'સિદ્ધ હેમ વ્યાકરણ' ઉત્તમ અજોડ ગ્રથ છે તે વ્યાકરણ

અતિપ્રમાણિત મનાય છે. પૂર્ણિમાના દિવસે જન્મ પામી જીવનમાં, સાહિત્યમાં, ધર્મમાં આચારમાં પૂર્ણતા પ્રાપ્ત કરી. ગુજરાતમાં અહિંસાને જાગૃત ને જીવતી રાખનાર હેમચંદ્રાચાર્યજી હતા. સિદ્ધરાજ જયસિંહ ને કુમારપાળના જીવનને યશસ્વી ઓપ આપનાર તેઓ હતા.

તેમનો જન્મ સં ૧૯૪૫માં, દીક્ષા સં ૧૧૫૪માં સૂરિપદ સ ૧૧૬૬માં ને સ્વર્ગવાસ સં ૧૨૨૯માં થયો. તેમનુ જન્મનામ ચંગદેવ હતું, દીક્ષા સમયે સોમચંદ્ર અને સૂરિ થતાં હેમચંદ્ર પડ્યું. કુમારપાળ જેવા રાજા થવાથી હેમચંદ્ર તે ખરા હેમચંદ્ર જ બન્યા. હેમચંદ્ર 'કલિ કાલ સર્વજ્ઞ' થયા અને કુમારપાળ 'પરમ આર્હત્' થયા, હેમચંદ્રાચાર્યના ઉપદેશથી સદાચારપ્રચાર, દુરાચાર-ત્યાગ, જિનમંદિર રચના, પૂજા વિસ્તાર, જીર્ણોદ્ધાર, અમારિ ઘોષણ, તીર્થયાત્રા ધામધૂમપૂર્વક કુમારપાળે કર્યાં-કરાવ્યાં.

કુમારપાળે ૨૧ જ્ઞાનકોશ (પુસ્તકના ભંડાર) કરાવ્યાં. છત્રીસ હજાર શ્લોકોનું ત્રિષષ્ઠિ શલાકા પુરુષ ચરિત્ર હેમ-ચંદ્રાચાર્ય પાસે રચાવી, સોના રૂપાથી લખાવી સાંભળ્યું.

શ્રી હેમચંદ્રાચાર્યે રચેલ પ્રધાન ગ્રંથો છે—અભિધાન ચિંતામણિ આદિ કોશ, કાવ્યાનુશાસન, છંદોનુશાસન, દેશી નામમાળા, દ્વાશ્રય કાવ્ય (સંસ્કૃત તથા પ્રાકૃત) પરિ-શિષ્ટ પર્વ, શબ્દાનુશાસન આદિ.

૮૪ વર્ષની ઉંમરે અનશન સાથે સમાધિપૂર્વક હેમ-ચંદ્રાચાર્યે દેહત્યાગ કર્યો. આવો મંગળ દિન આજનો છે.

## ✠ | ચતુરંગ અધ્યયન

ચતુરંગ અધ્યયનમાં ચાર વાતો આવે છે મનુષ્યજન્મ શાસ્ત્રશ્રવણ, શ્રદ્ધા અને ચારિત્ર

જ્ઞાની કહે છે કે સંસારમાં અપેક્ષાએ ધનનું સ્થાન છે, તે પણ મનુષ્યભવને લીધે જ છે પૈસાને સમજનારની કિંમત વધારે છે જગતમાં મોંઘામાં મોંઘો મનુષ્યજન્મ છે એકેન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીમાં અનન્તોકાળ અર્થાત્ અનંતા કાળ ત્યાં વીતાવ્યા, ઘણાં ઘણાં દુઃખો સહન કર્યા પછી મનુષ્યભવ મળે છે

આપણને તડકો નથી ગમતો, પણ ઠંડક ને ગળપણ ગમે છે, તેમ કીડીને પણ તડકો નથી ગમતો કીડીને પણ મિત્રો વહાલા છે જ્યાં ગળપણ હોય ત્યાં હારબંધ કીડીઓ ભેગી થાય છે આપણને મીઠાઈની કિંમત છે પણ કીડીઓ મરી જાય તેની કિંમત નથી

માણસની ઘ્રાણેન્દ્રિય કરતાં કીડીની ઘ્રાણેન્દ્રિય વધારે તેજ હોય છે સુખ શોધવામાં કીડી ખૂબ જ જબરી છે માણસ કરતાં વધારે કે [illegible] કીડી કે [illegible]

મનુષ્યમાં જેવો આત્મા છે તેવો જ આત્મા કીડીઓમાં છે તો પછી બન્ને વચ્ચે ફરક શો ? કીડી કે માણસ

અનંતી પુણ્યાઈ ભેગી કરે, પુન્યના ઘણા પુંજ ભેગા કરે, ત્યારે મનુષ્જન્મ મળે છે.

ચિન્તામણિરત્ન જેવા અમૂલ્ય મનુષ્યજીવનને નોટો, કારખાના કે ફેક્ટરીઓ પાછળ વેડફી દેવાનું નથી. જે સમય મળ્યો છે, તેનો આત્મા માટે સદુપયોગ કરવાનો છે.

મનુષ્ય અને પશુમાં મહદન્તર છે. મનુષ્ય ઉત્તમ છે. પશુને દુઃખ થતું હોય તો તે શબ્દોમાં વ્યક્ત કરી શકશે નહીં, જ્યારે તે મનુષ્ય કરી શકશે. સુખ દુઃખ વ્યક્ત કરવાની શક્તિ ફક્ત મનુષ્યને મળી છે.

શાસ્ત્રશ્રવણથી મનુષ્યભવને મધુર બનાવવાનો છે. તપ–ત્યાગથી આગળ વધવાનું છે. શ્રવણથી વિકાસ થઈ શકે છે. મનુષ્ય જીવનમાં કરુણા, સરળતા, મૃદુતા અને નિર્લોભ-પણું આવશ્યક છે. સુખના સાધનો મેળવવા પાછળ સદ્-ગુણોને ભૂલી જઈએ છીએ. પોતાના ભોગના સાધનોમાં ગાઢ આસક્ત કે સ્વાર્થી ન બનતા, પ્રાણીમાત્રના હિતમાં સદુપયોગી અને સહાયક બનવાનું છે.

જે માણસે આગળ વધવાનું છે, તેણે નાળિયેર જેવા બનવાનુ છે. ઉપરથી કઠોર પણ અંદરથી (હૃદયને) મૃદુ અને મધુર બનાવવાનુ છે. તે માટે મહાપુરુષોના જીવનમાંથી માર્ગદર્શન ને જીવનદૃષ્ટિ મેળવવાની છે આથી માણસાઈ પ્રાપ્ત થાય છે. જેનામાં માનવતા છે, તે માનવ છે. માન-

વતા વિનાનો માનવી તે દાનવ છે તેનામા કરુણા, દયા, અનુકંપા નહિ હોય તે પોતાના સ્વાર્થ ખાતર અનેકના જીવન રગદોળી નાખશે

માનવતા માટે શ્રદ્ધા—પ્રભુ વચનો ઉપર શ્રદ્ધાની જરૂર છે લક્ષ્મી હોય, પણ અંતરાય કર્મનો ઉદય હોય તો તે દાનમા વપરાતી નથી આજે તો ગુરુ અને ધર્મ બન્ને પ્રતિ માણસો ધણીનાર ચાલાકી વાપરે છે જ્યા કપટ નથી, જ્યા સરળતા છે, ત્યા સફળતા છે વામણી સરળ છે, માટે જ સતત તે કૃષ્ણના હોઠ પર રહે છે

દાનમા લક્ષ્મીનો સદુપયોગ થવાથી નિર્લોભતા પ્રાપ્ત થાય છે વિલંબ કર્યા વગર જે મળેલ છે તેનો સદુપયોગ કરો

નીતિ નિયમ ચારિત્ર ઘડે છે બાકી એવી હોય તોય યોગ્ય તેના ઘરેણાને સ્પર્શતા નથી

કોઈપણ સમય, ઘડી કે કાળ પ્રભુના વચનશ્રવણ માટે યોગ્ય છે આપણે પશુયોનિમા (તિર્યંચ) હોત તો પ્રભુની વાણી સાભળવા ન મળત માટે આ ભવમા મળેલ ઇન્દ્રિયોની પટુતા, સદ્‌ગુરુની સુનિશ્રા તેમ જ પ્રભુવાણીશ્રવણના સુયોગને શ્રદ્ધાના પરમ માધ્યમથી પ્રભુ વચન પર સ્થિર બનાવો, અર્થાત્ વિશુદ્ધ અખંડ ચારિત્ર જીવનનુ ઘડતર કરો

આ જીવનને ઉચ્ચતમ બનાવવાનુ છે, ઊર્ધ્વગામી બનાવવાનુ છે તે માટે ચાર પુરુષાર્થ પરમ આવશ્યક છે

## ✖ | તિમિર તેજ

સંસારમાં તિમિર હોય તો ચારનો ભય હોય છે. ૧ જંતુઓનો ઉપદ્રવ. ૨ ચોર. ૩ અનાચારી તત્ત્વ. ૪ પતનનો ભય. જ્યારે પ્રકાશ પથરાય છે, ત્યારે આ બધા ભય ટળી જાય છે.

આધ્યાત્મિક પ્રકાશ પથરાય છે, ત્યારે આ બધા ભય ટળી જાય છે.

આધ્યાત્મિક પ્રકાશ ન હોય તો અજ્ઞાનતિમિરમાં જીવ ઘેરાઈ જાય છે. ત્યારે મિથ્યાત્વના નિબીડ અંધકારમાં જ્યા ત્યાં જીવ અટવાય છે, ક્રોધ, માન, માયા, લોભ, મોહ, માયા, મમતા વગેરે તેને ઘેરી વળે છે.

માણસો વિચાર કર્યા વિના જીવી રહ્યા છે. જ્યાં વિચાર નહીં ત્યાં વિકાસ નહી. ભગવાન ઋષભદેવના જીવે કોઈક નજીવી ભૂલ કરેલ હશે તેના કારણે ભગવાનને ૧૩ મહિના અને ૧૦ દિવસ આહાર ન મળ્યો. આ તો કર્મનો હિસાબ છે. ભગવાન કહે છે : ‘મારે તો ભોગવવું પડ્યું. પણ તમે કોઈપણ જીવોને મારશો નહીં, પીડશો નહીં.’

આ દેહ તો લીવ અને લાયસન્સવાળો ફ્લેટ છે.

કુમારપાળને એકવાર વિચાર આવે છે કે પ્રજાને ઋણમુક્ત કરૂ ને બધાને શાસનરસિયા બનાવુ તેથી તે દેવેન્દ્ર સૂરિજી મહારાજ સાહેબને વિનતિ કરે છે કે આપની પાસે સુવર્ણસિદ્ધિ છે મને આપો બધાને સોનુ આપી સુખી કરૂ

દેવેન્દ્રસૂરિ કહે છે કે સોનાથી દુ ખમાથી મુક્ત થવાતુ હોત તો તીર્થંકર ભગવાન ઉપદેશ ન આપત સોનુ જ વહેચત સસારના દુ ખ સોનાથી દૂર થાય, પણ ભવના દુ ખ સોનાથી દૂર થતા નથી તે તિમિર દૂર કરવા માટે આધ્યાત્મિક જ્ઞાનની જરૂર છે

સોનાથી સુખ મળે એ ભ્રમણા છે, જ્યા સુધી કર્મથી મુક્ત ન થવાય ત્યા સુધી જીવો દુ ખી છે જગતમા એવુ નિર્મળ જીવન જીવો કે જેથી તનથી, મનથી કે આચરણથી કોઈ જીવને નુકશાન ન થાય

સદાચાર એ સુવર્ણસિદ્ધિ છે તનનો સદાચાર, મનનો સદાચાર અને ધનનો સદાચાર સુવર્ણસિદ્ધિ કરતા વધુ મહત્તા ધરાવે છે

તનનો સદાચાર એટલે અભક્ષ્ય આહારનો ત્યાગ, વ્યવહાર શુદ્ધિ અને પરોપકારીજીવન મનનો સદાચાર એટલે પ્રભુમા, વાચનમા, વ્યાખ્યાનમા, ગુરુભક્તિમા, શાસ્ત્ર અધ્યયનમા અને સત્કાર્યમા મનને જોડવુ તેમ જ આર્ત્ત ધ્યાન ન થાય તેવી રીતે મનને કેળવવુ તે ધનનો સદાચાર એટલે સાતક્ષેત્રમા અને પરોપકારમા દ્રવ્યનો સદ્વ્યય તે

આવી રીતે અંતરમા તેજ આવી જતાં માણસની વૃત્તિ હળવી બને છે, ને જીવ કર્મમુક્ત બની જાય છે. એકવાર આધ્યાત્મિક પ્રકાશનો સ્પર્શ થાય એટલે કર્મનિર્જરા થવાની ને અનેક ભવ ઓછા થઈ જવાના.

અંતરમાં રહેલ તિમિરને બહાર કાઢવા માટે જ્ઞાનીનો સંપર્ક, શાસ્ત્રનું વાચન અને શ્રવણ તથા નૈસર્ગિકતાની જરૂર છે. નિસર્ગમાં રહેલ પુષ્પને ખીલતું ને કરમાતું જોઈને જીવનમાં વૈરાગ્ય પ્રગટે છે. ચિત્રો. મૂર્તિ, આકૃતિ જોઈ માનસ પલટાઈ જાય છે, પાલીતાણામાં આદિનાથ દાદાની મૂર્તિ જોતા અતરમા ઉલ્લાસના ફુવારા ફૂટે છે.

નબળું બનેલ મન વ્યાખ્યાનથી સબળું બને છે. કોઈ સારા નિર્ણયને વિલંબ થતો હોય તો પ્રભુની વાણી તેમાં સ્ફૂર્તિ પ્રેરે છે. જ્ઞાનની વાણી જ સસારના ઝેરને દૂર કરે છે. સારા વાચનથી મન મઘમઘતું બને છે.

આ બધાથી સમ્યક્ત્વ પ્રગટે છે. તે એક પ્રકાશ છે. તેથી સંસાર છોડવા જેવો લાગે છે. મરણ–ધન–કે કોઈ પદાર્થનો હેતુ તે સમજી શકે છે. સમ્યક્ત્વનુ દર્શન શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ છે. ચારિત્ર વિના ચાલશે, પણ સમ્યક્ત્વ વિના નહિ ચાલે. આવા આધ્યાત્મિક જ્ઞાનની કિંમત છે.

સસારમા તિમિર ને તેજ છે. આપણો આત્મા અજ્ઞાનના કારણે તિમિરિમાં અટવાઈ રહેલ હોય છે, તેને સમ્યક્ત્વ–આધ્યાત્મિક જ્ઞાનનો સ્પર્શ થશે તો ત્યાં પ્રકાશ પથરાઈ રહેશે.

## ✖ | મનની મહાનતા

સમ્યક્દૃષ્ટિ આત્માની અભિરુચિ ઉત્તમ હોય છે તે સ સારમા હોવા છતા મોક્ષની અભિરુચિ રાખે છે સ સારમા રહેવા છતા તેનામા સ સારનો રસ હોતો નથી, સ સારને તે કેદ માને છે, બ ધન માને છે

કોઈ માણસને કેદી તરીકે બ ગલામા રાખવામા આવે તો તેમા તેને જરા પણ આન દ હોતો નથી, પણ તેનુ મન તો તેના ઝૂ પડામા જ હોય છે, ત્યા જ તેને આન દ આવે છે

જ્યા મન હોય ત્યા જ તન હોવુ જોઈએ જે વસ્તુ પ્રાપ્ત કરવા મન થયુ, ત્યારે તનને શ્રમ લાગતો નથી ક્રિકેટના ખેલાડીઓ છ કલાક તડકામા ઊભા ઊભા રમે છે, કારણ કે તેમનુ મન રમવાના આન દમા છે તેથી તનનો થાક લાગતો નથી

આપણે તો બધો ભાર તનને આપીએ છીએ, મનને નહિ, તે આપણી મૂર્ખતા છે જ્ઞાનીઓ મન તપાસવામા કુશળ હોય છે, જ્યારે ડૉક્ટરો તન તપાસવામા પ્રવીણ હોય છે

## ચાર સુખશય્યા

ભગવાને કહ્યું : હે આત્મા, તું સુખશય્યામાં સૂઈ જા. સુખશય્યામાં શાશ્વત્ સુખ શાંતિ છે. તેથી આત્માનો ઉત્કર્ષ થાય છે.

સુખશય્યા ચાર પ્રકારની છે :

૧ શ્રવણ શય્યા : પ્રભુની વાણી ગુરુમુખે સાંભળવી. શ્રવણ તો ટૉનિક સમાન છે. વાણી સાંભળ્યા પછી શાંતિ થાય છે. તેમજ આપણી વાણી ડંખ વગરની, કટાક્ષ વગરની હોવી જોઈએ. હિતકર, સત્ય યુક્ત અને અન્યને સાંભળવી ગમે તેવી પ્રિય વાણી હોવી જોઈએ. વ્યાખ્યાનમાં આવ્યા પછી આર્તધ્યાન થતું નથી. ખરાબ વિચાર આવ્યો હોય તો તે ચાલ્યો જાય છે. જળથી શરીરને સાફ કરીએ તેવી રીતે વાણીથી આત્માના અજ્ઞાનકચરાને સાફ કરવાનો છે. જેમ બગીચામાંથી સુવાસ અને તાજી હવા મેળવી શકાય છે, તેમ ગુરુની વાણીથી આત્માને શાંતિ મળે છે, વિચારોની સુવાસ મળે છે, અને તાજગી પ્રાપ્ત થાય છે. પ્રભુની વાણી મેઘ સમાન છે. જેવી તમારી પાત્રતા તેવું તમે મેળવશો.

૨ આત્મચિંતન શય્યા પર ઉપાધિથી મુક્ત બન વાનુ છે

સ્વની ચિંતા કરવાની છે આત્મચિંતન જેવુ સુખ ક્યાય નથી એક ભાઈને ત્યા બે જમાઈ આવ્યા એક ગામડામાથી આવ્યા તેમને ગરમાળુ ખાવાની ઈચ્છા હતી બીજા શહેરમાથી આવેલ પીરસવામા બન્નેને બાસુદીના વાડકા મૂકવામા આવ્યા ગામડામાથી આવેલ જમાઈ બાસુદી ખાતા નથી પછી તેમને તે વિશે સમજાવવામા આવ્યુ ને થોડી બાસુદી ચખાડી પછી તો તે બહુ જ ભાવી

ગરમાળા જેવુ સંસારનુ સુખ અને બાસુદી જેવુ આત્માનુ સુખ છે સંસારના ભોગભોગવવામા પડયા હોય તેને બાસુદી જેવુ આત્માનુ સુખ શુ છે, તેની કલ્પના હોતી નથી તેમને એકવાર તેનો આસ્વાદ થાય તો તે સુખ મેળવવા પુરુષાર્થ સારી રીતે કરશે આત્મચિંતન એ અનન્ત આનંદનુ પ્રથમ સોપાન છે આત્મા ચિંતવે કે હુ કોણ છુ ? ક્યાથી આવ્યો છુ ? મારૂ ધ્યેય શુ છે ? તે પરિપૂર્ણ કરવા માટે ક્યા ઉપાયો આવશ્યક છે ? આવી આત્મચિંતનની શય્યા સુખદ ને શ્રેયસાધક છે આ શય્યામા આત્મા સૂતો હોય તો તેને શાશ્વત્ સુખ પ્રાપ્ત થાય છે

૩ પારકી પચાત મૂકી દેવાની શય્યા

બાજુમાં પડોશી ઝગડતા હોય તો આપણે એ કાન માંડીને બરાબર સાંભળીએ છીએ. પારકી પંચાત કરવામાં રસ આવે છે. આ રસ મીઠો લાગે છે, પરંતુ પરિણામ મહાકટુ છે. પારકી પંચાત છોડીને પોતાની પંચાત કરવી હિતકર છે. તમે જે તે સાંભળવાને બદલે જ્યાં ત્યાં બહાર ન ભટકતાં અંતરમુંખ બનો. નરસિંહ મહેતાએ કહ્યું છે કે, "મહીં પડયા તે મહાસુખ માણે બહાર ઊભા પસ્તાય."

શક્તિનો સંચય શાંતિમાં છે, તોફાનમાં નથી. કંટાળેલને ઊંઘવું પડે છે. બોલનારને મૌન પાળવું પડે છે. જ્યાં ત્યાં જે તે બોલવું નહીં. પૂછ્યા વગર જવાબ આપવો નહી. જે સમય મળે તેમાં પ્રભુનું સ્મરણ કરવું, આત્માનું ચિંતન કરવું. પોતાની વૃત્તિ પ્રવૃત્તિ શુભ થાય તેની તકેદારી રાખવી. બહારની ગંદકી ઘરમા આવવા દેવી નહીં. નકામી વાતોને છોડી દેવાની છે. અને આવા સમયે મનને વાળી લેવાનું છે.

૪, શ્રવણનુ પુનઃ પુનઃ ચિંતન

પશુ ખાધા પછી, તેને વાગોળે છે અને પછી ગળે ઉતારે છે. આથી તેનું સારૂં પાચન થાય છે. તેમ આપણે પ્રભુની વાણી સાંભળી હોય તેનું વારંવાર ચિંતન કરવું તેથી તેમાંથી નવો પ્રકાશ મળશે. મેંદીને વારંવાર ઘુંટવાથી વધુ રંગ પ્રાપ્ત થાય છે. પીપરને વધુને વધુ ઘુંટવાથી-પટ

આપવાથી તેની શક્તિ ને હિંમત વધે છે, પ્રભુવાણીના વાક્યો વારવાર વિચાર્યા કરીએ તો જીવન ધન્ય બની જાય, અજ્ઞાનના મોતિયા ઉતારનાર પ્રભુવાણી છે

આપણે વિચારવાનુ કે આત્મજ્ઞાનની બાબતમા હુ જડ હતો ત્યારે પ્રભુએ આત્માનો વિચાર આપ્યો તેથી આત્માને ઊર્ધ્વગામી બનાવના પ્રયત્ન કર્યો પરિગ્રહ ઓછો થાય તો આ મા ઊચે જઈ શકે છે વિજ્ઞાનનો નિયમ છે કે જેમ જેમ દબાણ ઓછુ થાય તેમ તેમ વસ્તુ ઊચે જઈ શકે છે તો વિષયકષાય-રાગદ્વેષ-પરિગ્રહનો ભાર ઓછો થાય તો આત્મા ઊચે જઈ શકે છે આ ચાર પ્રકારની સુખ શય્યા આત્મકલ્યાણર્થે છે



## ૪ | ચાર પુરુષાર્થ

ચાર પુરુષાર્થ છે: ધર્મ, અર્થ, કામ ને મોક્ષ. તેમા પ્રથમ ધર્મ છે, છેલ્લે મોક્ષ છે. મધ્યમાં રહેલ બે અર્થ અને કામ ધર્મમય હોય તો તે મોક્ષમય બની શકે છે. આજે અર્થ અને કામના બે કિનારા દેખાતા નથી. અર્થના પ્રવાહનુ પ્રાબલ્ય એટલું છે કે પોતાની બાજુના ધર્મ-કિનારાને ડૂબાડી દીધો છે અને ધર્મને પગ તળે દબાવી–કચડી ચોતરફ પોતાનો હાહાકાર ફેલાવી દીધો છે. બીજી બાજુ કામે મોક્ષને દબાવેલ છે, "જુઓ, મારા પગ નીચે મોક્ષ છે, માટે હું સર્વસ્વ છું" એમ દર્શાવી માનવને કામમય બનાવી મૂક્યો છે. તેથી તે માનવ આત્માએ લાખો જીવયોનિમાં જે ભોગવ્યું, તે તરફ તે દોડી ગયો. ધનની આંધીમાં શાંતિ શોધવા પ્રયત્ન કર્યો અને ધનનો ઉપયોગ કામની તૃપ્તિમાં કર્યો. તેથી જે આજ સુધી પ્રાપ્ત થયું ન હતું, તે મેળવવા માટે આ માનવભવ મળેલ છે, તે ભૂલીને પરંપરાગત ટેવને અનુસરી અર્થ અને કામની જાળમાં ગૂંચવાઈ ગયો.

ધર્મનું સ્થાન જુદું છે, અને અર્થ ને કામનું સ્થાન જુદું છે. જગતમાં સૌથી પહેલો ધર્મ છે. ધર્મ વગર અર્થ

અને કામ નનામા છે અર્થ અને કામમા ધર્મનુ પ્રાધાન્ય—પણ હશે, તો તે માનવને વિકાસપથે દોરી જશે પરતુ તેની ન્યૂનતા અથવા અભાવ હશે તો તે માનવને વિકાર પથે દોરી જશે

અર્થ પુણ્યથી મળે છે અર્થ–ધનનો ઉપયોગ દાન માટે કરવાનો છે એક દાન દુનિયાની વાહ, વાહ મેળવવા માટે અપાય છે, એક દાન આત્માના શ્રેય માટે કરાય છે પહેલુ દાન સ્થૂળ ને પ્રત્યક્ષ છે, બીજુ દાન સૂક્ષ્મ ને પરોક્ષ છે અતરમાથી દાનની રુચિ ઊઠી ગઈ છે રુચિ હોય તો જમવાનુ મીઠુ લાગે છે રુચિ વિનાનુ ભોજન નીરસ લાગે છે દાનની રુચિ નથી, કારણકે ધન ધર્મમાર્ગે નથી આવેલ જેના હૃદયમા ધર્મ છે, ધર્મની ભાવના જાગી છે, તેને ચોતરફ દયા, કરુણા સહાનુભૂતિ વાત્સલ્યભાવ વહાવાનુ મન થશે ધર્મથી મળેલ ધર્મ માટે ખર્ચો

પોતાના કાવ્ય માટે મળેલ પુરસ્કાર તરીકે રૂા ૧૨૦ લઈ કવિ નિનાલા જઈ રહ્યા હતા કવિ મધ્યમવર્ગના હતા રસ્તામા એક ભિખારણ જોઈ લોકો એક એક પૈસો આપી તેને ચીડવતા હતા કવિએ આ દૃશ્ય જોયુ–તેને પોતાની બેન ગણી, તેનુ દર્દ પૂછ્યુ ને સારી મદદ કરી.

આજે લોકો મરેલાને ઘણુ આપે છે, જીવતાને કોઈ કાઈ આપતુ નથી લોકોને મરવુ ગમે છે, માગવુ ગમતુ

નથી. તો ગરીબ લોકોની સ્થિતિ જોઈને નહિ. પરતુ જાણીને દાન કરવું.

ભિખારણની સ્થિતિ જાણી પછી નિરાલાએ કહ્યુ : "હુ તને વીસ રૂપિયા આપુ તો તુ કેટલા દિવસ પસાર કરીશ ?" ભિખારણ . "મારો પતિ માંદો છે, તેથી વીસ રૂપિયા એક મહિનો જ ચાલે છે. માટે પેટ ખાતર જ ભીખ માગતી હતી." તો નિરાલાએ બાકીના સો રૂપિયા પણ તે ભિખારણને આપી દીધા. તે રકમમાંથી એક રેંટિયો ને રૂ અપાવ્યાં ને પેલી ભિખારણનું દુઃખ ચાલ્યુ ગયું. પછી તે ભિખારણનું દૃશ્ય વણી કાવ્ય બનાવ્યું. તો તેના ૨૫૦ રૂપિયા કવિને પુરસ્કાર તરીકે મળ્યા.

એક ભાઈએ ગુરુની ભક્તિ અર્થે "રસ" વહોરાવવાનો લાભ લેવાનું નક્કી કર્યું. સવારના ઘણા સાધુઓ વહોરવા આવ્યા. ત્યારે પેલા ભાઈ બોલ્યાઃ "ભિખારીની માફક સાધુઓ વહોરવા તૂટી પડયા છે."

નિરાલાના હૈયામાં દાનની રુચિ જન્મી હતી. આ ભાઈના હૃદયમાં દાનની રુચિનો આવેશ આવી ગયો હતો.

સાચું દાન તો તે છે કે જેમાં દેનાર ને લેનારનુ નામ કોઈએ જાણવુ ન જોઈએ.

જેને ધન પરની મૂર્છા નથી છૂટતી તેવા આત્માઓ આકડાની નીચે ભોરીંગ તરીકે એકેન્દ્રિયનો અવતાર પામે

છે ત્યા ધનની રક્ષા કરતા જીવન આર્તધ્યાન ને રૌદ્રધ્યાનમા વ્યતીત કરે છે

પૈસા સાથે ધર્મ વારસામા પુત્રને આપશો તો તે પુત્ર સાત ક્ષેત્રમા પૈસો વાપરશે પણ પૈસા સાથે ધર્મ વારસામા નહિ હોય તો તે પૈસો વિકૃત ક્ષેત્રમા હોટેલ, વેશ્યા, સિનેમા, જૂગાર, રેસ, દારૂ, પરસ્ત્રીમા વપરાશે આમ જે જીવન ઊર્ધ્વગામી બનવા સર્જાયુ છે, તે અધોગામી બનશે અર્થ અને કામની પશ્ચાત્ ભૂમિકામા ધર્મ હોવો જોઈએ ધર્મને જીવનમા ઓતપ્રોત કરનાર વિજય શેઠ, વિજ્યા શેઠાણી તથા સુદર્શન શેઠને આજે પ્રભાતમા સ્મરીએ છીએ



## ✖ | કામ અને અર્થ

ઉત્તરાધ્યયન સૂત્રમાં પ્રભુ વીર જણાવે છે કે જીવ કર્મ બાંધતી વખતે આગળ પાછળનો વિચાર કરતો નથી, પરિગ્રહ જીવનભર ભેગો કર્યા જ કરે છે, પુત્ર-પુત્રીઓ માટે અર્થનો સંચય કરે છે, પૈસો પેદા કરવામાં ગમે તેવું પાપ કરવામાં માણસ પાછું વાળી જોતો નથી.

સામાયિક કરતી વખતે આપણને પાપનો ડર લાગે છે. દોષ લાગ્યો હોય તેનું પ્રાયશ્ચિત્ત કરીએ છીએ, પણ સામાયિક પારીને ઘરે જઈએ ત્યારે એના એ.

કામ ખરાબ છે, તેના કરતાં વધારે ખરાબ અર્થ છે. ઘડપણમાં અર્થનો લોભ વધારે મજબૂત બને છે અને તે માટે ન કરવાનું કામ કરી બેસે છે.

શરીર ઢીલું થઈ જાય, માથે ધોળાં આવે, દાંત પડી જાય અને હાથમાં લાકડી લઈને ચાલવું પડે, ત્યારે પણ તૃષ્ણા જરા પણ ઓછી થતી નથી. અર્થની લાલસા જીવને અનંતા ભવથી લાગેલી છે. કુમારપાળે ગુપ્તાવસ્થામાં ઉંદરની સોનામહોરો લઈ લીધી. ઉંદર માથું ફોડીફોડીને મરણ પામ્યો. આવી તીવ્ર લાલસા અર્થ માટે તિર્યંચને છે. એક ભાઈના ૫૦૦ રૂપિયા કોઈએ ચોરી લીધા, તો તેના

આઘાતમા ઘાસતેલ છાટી પોતે બળી મર્યા અર્થની લાલસા પોતાને અને બીજાને બધાને ભયકર હાનિ કરે છે કામની લાલસા પોતાને નીચોવી નાખે પણ અર્થની લાલસા અકલ્પ્ય નુકસાન કરી બેસે છે

માટે ચાર પુરુષાર્થમાના કામ અને અર્થ માટે જીવન ન વેડફી દેતા ધર્મ માટે સતત પુરુષાર્થ કરવાનો છે ધર્મથી આલોક ને પરલોક સુધરી જાય છે ધર્મ આગળ અર્થ અને કામ દાસ બની રહે છે ધર્મમયઅર્થ ઉન્નતિ લાવે છે ધર્મમયકામ શારીરિક ને માનસિક શક્તિનો વિકાસ કરે છે

જેમ દારૂના કેફમા માણસ બધુ ભૂલી જાય છે, તેમ અર્થનુ છે અર્થ તો વિયોગ અને વિનાશ બન્નેને નોતરે છે

એક સાધુ રસ્તામા જતા હતા ત્યા એક સોનાની પાટ જોઈ અને તે તો ત્યાથી દોડી ગયા બે માણસોએ તેમને દોડવાનુ કારણ પૂછયુ સાધુએ કહ્યુ "મને રસ્તામા માણસ-માર મળ્યો છે"

પેલા બન્ને તે માણસ-માર (સોનાની પાટ) ને જોતા જ પોતાના ઘેર લઈ જવા વિચાર કર્યો

જગતમા અર્થનુ પ્રાધાન્ય મોટામા મોટુ છે જે મનુષ્ય અર્થને છોડે છે, તે મહાન્ બની જાય છે અને પ્રભુએ અર્થત્યાગીને મહાન્ કહ્યો છે

પેલા બે જિગરજાન મિત્રો હતા. સાંજ પડે સોનાની પાટને ઘરે લઈ જવી. તેથી એક ત્યાં ધ્યાન રાખવા બેઠો. બીજો ખાવાનુ લેવા ગામમાં ગયો. પાટ પર બેઠો બેઠો પેલો વિચાર કરે છે કે મારો મિત્ર આ પાટનો અડધો ભાગ પડાવશે. એટલે અહીં કૂવામાં પાણી કાઢવા જશે એટલે તેને ધક્કો મારીશ એટલે એ મરી જશે અને પાટ મને મળશે.

ખાવાનું લેવા જનારે વિચાર્યું કે આ મીઠાઈમાં થોડું ઝેર ભેળવી દઉ, તો પેલો મરી જાય અને આખી પાટ મારી થાય.

બન્ને મિત્ર હતા. પણ સોનાની પાટે છેલ્લે પાટલે બેસાડયા. એકબીજાનો જાન લેવા બન્ને વિચારે છે અને જેવું વિચાર્યું હતુ, તેવુ પરિણામ આવ્યું. સોનાની પાટ આગળ બન્ને હંમેશ માટે સલેપાટ થઈ ગયા. તેથી સાધુએ કહ્યુ હતુ "આ માણસ-માર છે." તે સત્ય ઠર્યું.

આ કાયા-કંપનીના સગાવહાલાં બધા શેરહોલ્ડરો છે. અને કાયાથી પૈસા પેદા કર્યા તેનો બધા શેરહોલ્ડરો લાભ ઉઠાવે છે, અને બધી સજા આત્મારામને ભોગવવી પડે છે.

ધનની મમતા જીવોને સૌથી ખરાબ છે, તેથી ધન મેળવવામાં તે મનુષ્યભવને વેડફી નાખે છે. ગરીબને પૈસા

વગર આવી આવતી નથી, ગરીબીમા જ ધર્મ ઉદયમા આવે છે ધનથી વિવેકનો દીપક બૂઝાઈ જાય છે ધન ને કામ સંસારના માર્ગમા આત્માને અટવી મૂકે છે ધર્મ આત્માને મોક્ષ પ્રતિ પ્રયાણ કરાવે છે સંસારનો માર્ગ પ્રેયમાર્ગ છે મોક્ષ માર્ગ શ્રેયમાગ છે પ્રેયમાર્ગે જવાથી ભવભ્રમણ અનતગણુ બને છે શ્રેયમાર્ગે જવાથી ભવભ્રમણનો અત આવી જાય છે તો ચાર પુરુષાર્થમાથી ધર્મનો સહારો લઈ ધન અને કામનો સદુપયોગ કરી મોક્ષ પ્રાપ્તિ કરવી

ધર્મ અને મોક્ષના બન્ને કિનારા વચ્ચે ધસમસી રહેલા અર્થ અને કામના પ્રવાહને નાથવા મુશ્કેલ છે એવુ તો નથી જ પરતુ અર્થકામ પોતાનો વળાક બદલે તો ગમે તેનાના ભૂક્કા બોલાવી દે તેમને જિતવા એટલે તેમના પ્રત્યેની આતરિક અરુચિ થવી તે, તેમનુ અસ્તિત્વ હોવા છતા તેઓ હાથ જોડેલ સેવક જેવા હોય ધનની મૂર્છા ત્યાગવી મુશ્કેલ હોવા છતા ગુરુજનોના શ્રેયસાધક ઉપદેશથી, સાત્વિક બુદ્ધિ વાળાથી ધનનો સદુપયોગ સુયોગમા (સુપાત્ર-દાનમા) થાય પરતુ કામ ઉપર આતરિક અરુચિ થવી અતિ દુષ્કર છે વર્ષો સુધી ધ્યાન ધરેલ, નિર્મૂળપ્રાય થયેલ કામ ક્યારે વિરાટ સ્વરૂપ લે તેની ખબર કોને છે ? એમાન અગોચર અધકારમય ગુફામા ઉગ્ર તપશ્ચર્યા કરી રહેલ રહનેમિએ સાધનાપંથે અદ્ભુત પ્રગતિ સાધી હતી પરતુ

નહિવત્ આછેરા અજવાળામાં રાજુલ સાધ્વીને નિર્વસ્ત્ર જોતાં, તેમનામાં કામ કેવો અજ્જવળી ઊઠયો હતો ? પરંતુ મહાસતી શ્રી રાજુલ સાધ્વીજીના હિમશિલા જેવા બ્રહ્મવ્રત આગળ રહનેમિનો કામાગ્નિ સદા માટે શાન્ત પ્રશાન્ત બન્યો.

અર્થ અને કામ ધર્મમય હોય તો આપણો આત્મા ઊર્ધ્વગમન કરતો જાય છે. મનને વિરાગી બનાવવાનું છે. ભરત મહારાજા ચક્રવર્તી હોવા છતાં મન તો વિરાગી જ હતું.

કામે વિશ્વામિત્રને ઉચ્ચ સ્થાનેથી ખીણમાં ફેંક્યા. સૂત અને ઉપસૂત મહા તપસ્વી મિત્રોને 'મોહિની'એ નામશેષ કરી નાખ્યા. આ બન્ને મિત્રોએ તપશ્ચર્યા કરી પ્રચંડ મહાશક્તિ પ્રાપ્ત કરી. બે એટલે બાવીસ જેવા. એકવાર બ્રહ્મા, વિષ્ણુ ને મહેશને પગે લગાડવાની તેને ઇચ્છા થઈ. તો તે ત્રણે મળી એક 'મોહિની'ની સૌંદર્યખચિત પ્રતિમા બનાવી. મોહિની ગઈ ઉપસૂત પાસે. સંયમી બની ગયા સૌંદર્યપ્રેમી. મોહિનીએ કહ્યુ . "કા તો મને છોડો કાં તો સૂતને છોડો." આવું જ મોહિનીએ સૂત પાસે નાટક ભજવ્યું. પછી કહ્યું . "બંને યુદ્ધ કરો. જે વિજેતા બને તે મને અપનાવે." ને બે માંથી એક મૃત્યુ પામ્યો અને બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ પરાજયમાંથી બચી ગયા. આ છે સજ્જડ સપાટો કામનો.

ધર્મના અભાવે આજે આપણે માનવીને સાધનોથી માપીએ છીએ. મશીન યુગમાં જેટલાં મોંઘાં મશીનો છે,

તેટલો મોટો માનવ છે માણસને માન-સન્માન તેના પાસે રહેલ સાધનો પર અવલંબે છે ધ્યાન, સંયમ, ત્યાગ અને જ્ઞાનથી માનવી આજે મપાતો નથી, સાધનો માણસ ઉપર ચઢી બેઠા છે માનસિક દૃષ્ટિએ તે સાધનોનો અનુચર બની ગયો છે રોજ વ્યાખ્યાને જતા હોઈએ, પણ એક દિવસ મોટર બગડી ગઈ, તો વ્યાખ્યાને જતા નથી.

આજે ગાય કરતા દૂધની કિંમત વધારે છે અન્ય રીતે દૂધ મળી જતું હોય તો ગાયની જરૂર નથી ઘરડા માનવીઓ કમાઈ શકતા નથી, તો તેઓ નકામા છે પૈસાની કિંમત છે, પણ માણસની કિંમત નથી, તેથી જ યુરોપમા ઘરડાઘર (old men's house) ઠેર ઠેર ઊભા થવા લાગ્યા છે ભારતમા પહેલા દયાસાગર હૈયાવાળા પુણ્યવન્તો અપંગ પશુ-પક્ષીઓ માટે પાંજરાપોળો પણ ચલાવતા હતા અને આજે પણ ચલાવે છે આધુનિક કાળમા વિજ્ઞાનના ને વિકૃતિ વધતા ચાલ્યા એટલે અનાથાશ્રમો ઊભા થયા તેનો અતિરેક થતા "બાપનું ઘર" દુખી, ત્યક્તા, ઉપરા, વિધવા, કુમારિકા માટે ચાલુ થયા અને હવે સમાજની શરમ છોડીને બેશરમ થતા ઘર ઘર અમદાવાદ કે અન્ય સ્થળે ઊભા થઈ રહ્યા છે'

આનું કારણ એ જ કે કામ-વિલાસનો અતિરેક તથા ધર્મનો અધર્મને સ્થાને બેસાડ્યો આ બન્નેની પાછળ

જો ધર્મનું ફલક આવી જાય તો ભૂંસાતી જતી ભારતની ભવ્ય સંસ્કૃતિ મરી નથી ગઈ તેવું સુખદ આશ્વાસન લઈ શકીએ.

પ્રકૃતિનો નિયમ છે કે તે દરેક વસ્તુનો પલટો લાવી દે છે. લોખંડ કાટ ખાતું થઈ જાય છે, ફેક્ટરીઓ ૨૫ વર્ષે જૂની થઈ જાય છે, તો માનવી જૂનો કેમ ન થાય? માનવી માનવીનું મૂલ્ય બદલી રહ્યો છે. માનવી સાધનોનું મૂલ્ય વધારી રહ્યો છે, તેથી માનવતાની કિંમત ઓછી થઈ છે; દાનવતાની કિંમત વધી છે. માનવે વસ્તુઓ પર સ્વામીત્વ મેળવવાનું છે, સાધનનો દાસ નહિ, પણ સાધનને દાસ બનાવવા જોઈએ. માણુસે વસ્તુની આસપાસ ફરવાનું નહિ, પરંતુ સેંટરમાં રહીને વસ્તુને પોતાની આસપાસ ફેરવવાની છે. અમીબામાંથી માણુસ નથી બન્યો, પરંતુ અમીબાને માણુસ બનાવવા માટે માણુસ બન્યો છે. આ બધું ફક્ત ધર્મરૂપી ચક્ષુથી દેખાશે. તે ધર્મજ્ઞાન સમતુલા જાળવશે.

●

## ૪ | સ્વાસ્થ્યનો મર્મ

આજે ફેશનની દષ્ટિએ કહેવાતા સ્વાસ્થ્ય માટે માસાહાર શરૂ થયો છે પણ આ ભણેલા ભીત ભૂલે છે શાકાહારી હાથી માંસાહારી સિંહને ચગદી શકે છે શાકાહારી લાબુ આયુષ્ય ભોગવી શકે છે, માસાહારી ટૂંકુ ને નીરસ જીવન ભોગવે છે

જીવનના સિદ્ધાન્તથી સો વર્ષ જીવી શકાય છે, નહિ કે માસાહારી ખોરાક, દવા, પ્રોટીનો, વિટામિનો કે ઇન્જેક્શનોથી

ભારતની ભૂમિમાં અકાળે મૃત્યુ તે અશુભ ચિહ્ન ગણાતુ તે ભૂમિમા સુદર સસ્કૃતિ છે તે સસ્કૃતિ લાબા આયુષ્યના કારણરૂપ હતી અને છે

શરીરનો ઉપયોગ ઇદ્રિયોના દુરુપયોગ માટે કરવાનો નથી. તેની ભૂખ વિષયકષાયોથી મટાડવાથી નથી. પાચ ઇદ્રિયોને સુમાર્ગે વાળીને–કેળવીને સસ્કૃતિને પોષક બનાવવાની છે આખમા અમૃત ભરવાનુ છે, કાનથી ભગવાનની વાણી સાભળવાની છે, નાકથી સુદર સૌરભ સુઘવાની છે, જીભને મધુર બનાવવાની છે અને સ્પર્શ તો પ્રભુનો કરવાનો છે આ ઇદ્રિયોને નિર્મળ બનાવવાથી શુભ તત્ત્વોનો

સંગ્રહ થશે. તે શુભ તત્ત્વો છે : અભય, નિર્મળતા, પવિત્રતા ને પ્રસન્નતા. જો ઇંદ્રિયોનો દુરુપયોગ થયો તો સ્વચ્છંદતા વધી જશે અને અશુભ તત્ત્વો જેવાં કે ભય, ચિંતા, ઉપાધિ આવશે અને જીવન રગદોળાઈ જશે. આ ભય આયુષ્યને ટૂંકું કરી નાખે છે. ચિંતા ચિતા સમાન નીવડે છે, ઉપાધિ જીવનને વ્યગ્ર ને વિનાશકારી બનાવે છે.

અભય આવતાં તંદુરસ્તી ખીલશે, અને ભગવાન તો 'અભય દયાણં'–અભય દેનારા છે. એ ભગવાનનું ધ્યાન ધરો તો માનસિક સ્વાસ્થ્ય સાથે શારીરિક સ્વાસ્થ્ય પ્રાપ્ત થશે.

પ્રભુનુ ચિંતન કરવાનું છે, પણ વિષયોની ચિંતા કરવાની નથી. ચિંતનમાં વિવેક, વિનય ને પ્રકાશ છે. આમ અભય–ચિંતન–પ્રસન્નતા લાંબું આયુષ્ય બક્ષે છે.

પાંચે ઇંદ્રિયોની પટુતા મળી છે. તેને કટુતામાં ફેરવવાની નથી. પટુતા માટે પ્રભુનો પાડ માનવાનો છે. આથી નિર્દોષતા, પ્રસન્નતા ને મુક્ત હાસ્યની પવિત્રતા ઝળકી રહે છે અને સ્વાસ્થ્ય વિલસી રહે છે તેમ જ વિકસી રહે છે.

તમારે તમારી જાતને રોગરહિત બનાવવાની છે, નહિ કે ડૉક્ટરોને આધીન બનવાની. તે માટે ઇંદ્રિયોને સંયમિત બનાવી તેની પાસે સુયોગ્ય સિદ્ધિ સંર્જિત કરવાની છે. આથી તન તથા મનની સ્વસ્થતા પ્રાપ્ત થશે. તે માટે

જીવનને લક્ષ સહિત ક્રિયાશીલ બનાવવાનુ છે તે માટે અતરને સાફ કરવાનુ છે "જેનુ અતર સાફ છે, તેનુ જીવન સ્વર્ગ છે, જેનુ અતર મેલુ છે, તેનુ જીવન નરક છે" સાફ અતર માટે મૈત્રી, પ્રમોદ, કરુણા ને માધ્યસ્થ ભાવની આવશ્યકતા છે આ ચારનો વિકાસ થશે, એટલે અતર અમીથી ભરાતુ જશે ત્યા શુદ્ધતા ને સ્વચ્છતા આવશે પછી થશે કે "અબ હમ અમર, ભયે ના મરે ગે" હવે મૃત્યુનો ભય નહિં રહે અને જે દેહ ભૌતિક જરૂરિયાતોમા બધાયેલો છે, તે જરૂરિયાતો પૂર્ણ કરવા માટે રોગ, શોક, ચિતા ને ભયનો ભોગ બને છે, તેને બદલે ત્યા અમરતા દશ્યમાન થશે જિદગીનો અર્થ સમજાશે જીવન ક્ષણભર આનદ માટે વિષય–કષાયથી વિષ વેલડીથી મુક્ત બનશે અને સાચુ સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી શકશે

જીવન વેડફી દેવા માટે નથી બાહ્ય સ્વાસ્થ્ય મેળવવા જે તે ખાવાનુ, પીવાનુ કે મોજ માણવાનુ નથી આતરિક સ્વાસ્થ્ય હશે તો બાહ્ય સ્વાસ્થ્ય ખીલી ઉઠવાનુ છે હોજરી કે આતરડામા બગાડ થાય તો શરીર વિકારમય બને છે પરતુ આતરિક સ્વચ્છતા ને શુદ્ધિ હશે તો બાહ્ય સ્વાસ્થ્ય આપોઆપ પ્રાપ્ત થશે માટે જરૂર છે અતરની શુદ્ધિ, આત્માની સ્વસ્થતા, મનની નિર્મળતા, હૃદયની ઉદારતા ને ચિત્તની પ્રસન્નતા, ઇચ્છિત સ્વાસ્થ્યનો મર્મ છે



## ૪ | સ્વાસ્થ્યનું સુખ

તંદુરસ્તી મનની, તનની અને ચૈતન્યની જરૂરી છે. સુંદર ફ્લૉક હોય, બધી જ ટોપ સામગ્રી હોય અને અનેક પ્રકારની વાનગીઓ તૈયાર થઈ હોય, ત્યારે આપણને ચાર ડિગ્રી ટેમ્પરેચર હોય તો કંઈ ગમતું નથી. એટલે 'પહેલું સુખ તે જાતે નર્યા.' કરોડો રૂપિયા કરતાં તંદુરસ્તી વધારે કીમતી છે. પૈસો એ તો સુખનું સાધન છે, પણ પૈસો પોતે જ સુખ નથી. તંદુરસ્તી એ તો જીવનનો આનંદ છે. પરંતુ જ્યારે તન બગડી જાય છે ત્યારે મનને બગડતાં વાર નથી લાગતી. તન તંદુરસ્ત હોય પણ જો મન તંદુરસ્ત ન હોય તો બધું બગડી જાય છે. મન બગડે એટલે તન બગડી જ જાય છે.

તન તો માટીનો પીંડ છે, જીવન તો મન છે.

શરીર પૃથ્વી, પાણી, હવા, અગ્નિ, આકાશથી બનેલું છે. શરીરને જીવંત રાખનાર મન છે. મન માણસને સારો કે ખરાબ બનાવી દે છે. મનને તંદુરસ્ત રાખવા શું કરવું ? બૉમ્બથી જેટલું નુકસાન દુનિયાને નથી થયું તેના કરતાં હલકાં ગીતો ને હલકા સિનેમાથી દુનિયાને નુકસાન થયું છે.

મનન કરે તે જ મન છે.

મરી જવું એ નવું નથી, પણ જીવવું એ જ નવીનતા છે મન એ જ મોક્ષ અને બંધનું કારણ છે વ્યાખ્યાન મનને ખોરાક આપે છે મન સર્જન કરે છે અને મને વિસર્જન કરે છે તેથી તન કરતા મન પરત્વે વધારે ધ્યાન આપવાનું છે મનના વલોણામાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે દુનિયાના ગમે તેવા વિચારોમા પણ સમ્યક્ત્વ ટકી રહે છે શ્રેણિક મહારાજા જેલમા પણ કર્મની નિર્જરા કરતા હતા

સુખ આવે જીવિત વાછ્યુ ને દુખ આવે મરણ વાછ્યુ તેને બદલે મનને ધીમે ધીમે શાત બનાવવાનુ છે, સમજાવવાનુ છે તેથી આત્મામા પૂર્ણતા આવે છે પૂર્ણતા પછી મગ્નતા આવે છે, ને ત્યાર પછી સ્થિરતા સહજ બની જાય છે

મનને કષાયોનો સથવારો મારી નાખે છે અગ્નિને સથવારો મળે તો તે બીજાને બાળે છે, સથવારો ન મળે તો પોતાની જાતને બાળે છે ક્રોધનુ, માનનુ, માયાનુ, લોભનુ અને અજ્ઞાનનુ આવરણ દૂર કરવાનુ છે. મનને શાત કરવા માટે, સમાધિ તરફ લઈ જવા માટે પહેલા વિષયોને દૂર કરવાના છે મનનું પરિણામ વચનમા અને વચનનુ પરિણામ કાયામા આવે છે વ્યક્તિ જતા, વ્યક્તિની મહત્તાને મન જાણે છે પ્રભુ ચાલ્યા ગયા, પણ પ્રભુનુ

નામ તારે છે. નામની અસર મન ઉપર ઘણી થાય છે, કારણ કે ત્યાં ત્યાગ હતો. મહત્તા વ્યક્તિને નહિ, પણ ત્યાગને છે.

મન, વચન અને કાયાને વીતરાગના સ્મરણમાં રાખવાના છે. કામ વગરના માણસોને ઘરમાં આવવા દેવાના નથી, તેમ કામ વગરના વિચારોને મનમાં આવવા દેવાના નથી. એકલતા શૂન્ય નહિ હોવી જોઈએ, પણ એકલતા પૂર્ણ હોવી જોઈએ. આપણે એકલા નથી, પણ આપણી સાથે પડછાયાની માફક વીતરાગ છે.

મન શુદ્ધ કરીને, મન પ્રસન્ન કરીને પવિત્ર વાતાવરણમાં એકાંતમાં આર્દ્રકુમારે જિન પ્રતિમાને પેટીમાંથી કાઢી અને પ્રભુનાં દર્શન કરતાં કરતાં તેના મન પર તૃપ્તિની પ્રસન્નતા છવાઈ ગઈ. આ છે પ્રભુદર્શનની મન પર સુંદર અસર. મન ઉત્તમ ગ્રહી પ્રસન્ન પામે છે, અને મન બેચેન હોય ત્યારે નિદ્રા નથી આવતી. સામાયિકમાં તનને ભૂલી જવાનું છે. અને મન સાથે સમાધાન કરવાનું છે. મનની સમાધિ સાધવાની છે. મન સ્વસ્થ બનશે તો તનની સ્વસ્થતા સહજ બનશે.

મન, વચન ને કાયાના સ્વાસ્થ્યથી જે સુખ ઉપજે છે, તે જીવનને પ્રસન્નતા અર્પે છે. આ સ્વાસ્થ્ય માટે વિશ્વમૈત્રી જરૂરની છે. વિશ્વમૈત્રી ભાવનાથી માનવ મહાન બની

શકે છે જગતને પોતાની વિશાળ પાંખોમાં લઈને ઊડવાનું છે મૈત્રીથી સૂકા હૃદયો ભીનાય છે વિશ્વમૈત્રીની ભાવનાથી અન્યના દુ ખથી આપણે દુ ખી થઈએ છીએ ડુક્કરને દુ ખમાથી મુક્ત કરનાર અબ્રાહમ લિંકને કહ્યુ કે, "આ મે દયાનુ કામ કર્યુ નથી, પણ મારા હૃદયના દુ ખને દૂર કરવા આ કાર્ય કર્યુ હતુ " દયાનુ કામ કહેવાનુ નથી, દયાનુ કામ કરવાનુ છે આ છે તન-મનના સ્વાસ્થ્યનુ ખરુ સુખ.



## ✖ | વચનશુદ્ધિ

જેમ જેમ વસ્તુ શુદ્ધ થતી જાય, તેમ તેમ તે સુંદર દેખાવા માંડે છે. તળાવની તડોમાં જળ પૂરાતાં સરસ બની જાય છે, તેમ જીવનમાં ધર્મનો રસ આવતાં, આપણે આનંદી બનીએ છીએ.

મન, વચન અને કાયાનાં ત્રણ સાધનો હથિયાર જેવાં છે. કડિયો જે સાધનોથી ૧૪ માળનાં મકાનો બાંધે છે અને મકાન બાંધતાં બાધતાં તે ઊંચે ચઢતો જાય છે, ત્યારે તે જ સાધનોથી કૂવો ખોદનાર નીચે ઊતરતો જાય છે. એક ઉપર પ્રકાશમાં જાય છે, બીજો નીચે અંધકારમાં જાય છે. મકાન બાંધવાનું કામ અઘરું છે, ખાડો ખોદવાનું કામ સહેલું છે.

તેવું જ આ મન, વચન અને કાયાનું છે. તેમનો સદ્દુપયોગ કરવા માટે જ્ઞાનની જરૂર છે, પરંતુ જેને દુરુપયોગ કરવો છે, તેને જ્ઞાનની જરૂર નથી. જેને સાધના કરવી છે, તેને જ્ઞાન, સ્વાધ્યાય અને ઇન્દ્રિયોનો સદ્દુપયોગ કરવાનો છે.

પહેલાં શરીર ને પછી મન અને વચન આવે છે. કાચબાની જેમ ઇન્દ્રિયોને સંકેલી લેવાની છે. દુનિયામાં

આપણા ઉપર વિષયોના વિકારનો, અને ક્રોધાદિ કષાયનો ભય રહેલો છે તે સમયે ઇન્દ્રિયોને કાબૂમા રાખવાની છે. ઇન્દ્રિયોને વશમા રાખીને શઠો મહાસતો બન્યા છે આવો સદ્ગુણી સતો ચાલ્યા જાય છે ત્યારે તેમના સ્મરણો યાદ કરીને રડીએ છીએ

સાધુ ન થવાય તો પણ ઇન્દ્રિયોનો સદુપયોગ કરીને સજ્જન તો બનવાનુ જ છે સજ્જન માણસ સાધુની નજીક જ છે, માણસની ઇન્દ્રિયો આશીર્વાદરૂપ બને અને શાપ ફેલાવી શકે છે આત્માને ઇન્દ્રિયો સત કે શેતાન બનાવી શકે છે જીભને કાબૂમા રાખવાથી શાત મધુર વાણી બોલાય છે, ને તેથી શીતળતા પ્રસરી રહે છે

સર્પ જેને કરડે તે જ મરે, પણ દુર્જન તો એકના કાન કરડે અને બીજો મરી જાય છે તેથી માણસે વચનનો સદુપયોગ કરવો જોઈએ.

વચનનો સદુપયોગ સ્વર્ગનો આસ્વાદ ચખાડે છે, વચનનો દુરુપયોગ નરકની દુર્ગંધથી ગૂગળાવે છે પ્રભુ મહાવીરદેવ કોઈને "દેવાનુપ્રિય" કે "મહાનુભાવ" વિના સબોધતા ન હતા

સામો માણસ ખરાબ હોય તો આપણે તેના લેવલમા આવવાનુ નથી, પરતુ તેના પર અનુકપા, દયા, સહાનુભૂતિ દાખવી તેને ઉચ્ચ સ્થાને લઈ જવાનો છે. ઊર્ધ્વગમન માટે જ આ મનુષ્યભવ મળ્યો છે ૮૪ લાખ જીવયોનિમા

ઉચ્ચસ્થાન માનવનું છે. પ્રભુ મહાવીરે ઉત્તરાધ્યન સૂત્રમાં કહ્યું છે: "તું કંઈ ન બને તો માનવતાવાળો માનવ તો જરૂર બનજે." માનવ એટલે માનવતા સભર, ધર્મમય જીવન. ત્યાં માનવતા મહેંકતી હોય છે. તે માનવ મોક્ષનો અધિકારી બને છે. અનુત્તર દેવલોકના દેવોને મોક્ષ મેળ-વવા માનવભવ લેવો પડે છે. આવી ઉચ્ચ ભૂમિકા પરથી લપસી ન જવાય તેની પૂરતી કાળજી રાખવાની છે.

સિકંદરે એક માણસને સત્તા ઉપરથી ઉતારીને નીચી પાયરી પર મૂક્યો. પાંચ વર્ષ પછી સિકંદરે તેને પૂછ્યું: "તમે નીચે ઊતર્યા તેનું તમને દુઃખ નથી થતું?" પેલા માણસે જવાબ આપ્યો: "ના, પહેલાં કરતાં અત્યારે હું વધારે સુખી છું, કારણ કે માનવતાની ભૂમિકામાં હું આગળ વધ્યો છું, અને હવે મારાં સ્વજનો સાથે સારી રીતે વાત કરી શકું છું."

સારા માણસને ખરાબ વિચાર આવી જાય, પરંતુ તે મનના બારણા સુધી આવી શકે છે, પણ અંતરમાં પ્રવેશી શકતા નથી. જેના મન પર દુષ્ટ વિચાર આરોહણ કરશે તે પડવાનો ને નાશ પામવાનો.

માનવતા લાવવા ખૂબ વિચારવાનું છે. વૃત્તિઓને કાબૂમાં રાખવાની છે, વૃત્તિઓને જીતવાથી, સારી ટેવ પાડવાથી જીવનની સાધના સુખમય બને છે. સાધના, સ્વાધ્યાય, સંયમ દ્વારા અંતિમ સિદ્ધગતિ હસ્તામલકવત્ બને છે.

નવપદ આરાધક આત્મા સ્વય તરે છે, અનેકને તારે છે જેના હૃદયમા નવપદ છે, તેને કોઈનો ડર નથી 'નમો અરિહ તાણ 'ના પ્રભાવથી કાળો સર્પ પણ પુષ્પમાળા બની જાય છે

અઢાર દોષોથી વર્જિત અરિહ ત પ્રભુ છે અરિહ તો જગતમા પ્રકાશ ફેલાવી દે છે

અરિહ ત પછી સિદ્ધપદની આરાધના સિદ્ધિ અપાવે છે

આચાર્ય આપણને મોક્ષ માર્ગ અપાવે છે તેઓ પચાચારનો ઉપદેશ આપે છે મુનિરૂપી તારાઓમા આચાર્ય ચદ્ર સમાન છે જગતને અજવાળનાર દીવો આચાર્ય છે આચાર્યને સ્વદર્શન અને પરદર્શનનો ખ્યાલ હોવો જોઈએ. જગતના બધા જ પ્રશ્નોના જવાબ આચાર્ય પાસે હોય છે શાસનના રાજા આચાર્ય છે

ઉપાધ્યાય ભગવત તે રાજાના રાજકુમાર 'યુવરાજ જેવા છે તેઓ શાસનના વિદ્યાર્થીઓને તૈયાર કરે છે ઉપાધ્યાય ભગવત પથ્થર જેવા મનુષ્યોને સુદર કોતરી, કડારી પ્રતિમાનુ રૂપ આપે છે સાધુને તૈયાર કરવા માટે ઉપાધ્યાયની જરૂર છે

ઉપાધ્યાય ભગવંતો ૨૫ ગુણોથી શોભે છે. તેઓ બાર અંગના જાણકાર હોય છે.

નવપદમાં 'અરિહંતને સિદ્ધ તે દેવતત્ત્વ છે. ગુરુ તત્ત્વમાં આચાર્ય, ઉપાધ્યાય ને સાધુ ભગવંતોનો સમાવેશ થાય છે. ગુણની યોગ્યતા પ્રમાણે સ્થાન પ્રાપ્ત થાય છે.

સાધુ એટલે જ્ઞાનનો પૂંજ. સાધુએ ૧૦૦૦ દિવસમાં જે ભણવાનું છે, તે ભણી લેવાનું છે. જીવનને સુંદર ઉપવન બનાવવાનું છે. સાધુપણામાં આત્માને જ્ઞાનથી તેજસ્વી ચકચકિત બનાવવાનો છે.

દેવતત્ત્વ, ગુરુતત્ત્વ પછી ધર્મતત્ત્વ આવે છે. તેમાં છે દર્શન. દર્શન એટલે શ્રદ્ધા. દર્શન એટલે તત્ત્વની અભિરુચિનો વિચાર. જીવનમાં સત્યતત્ત્વની સમજણ આવી જાય તો જીવન જુદું જ બની જાય છે. પ્રભુનાં દર્શન કરવાનાં છે. પ્રભુને જોતાં પોતાના સ્વરૂપની ઓળખાણ કરવાની છે.

દર્શન પછી આવે છે જ્ઞાન.

શ્રદ્ધાને જ્ઞાનની આંખ જોઈએ. ભવસાગરમાંથી પાર કરનાર જ્ઞાનરૂપી નૌકા છે. જેની પાસે જ્ઞાન છે, તેને સુખ-દુઃખ સમ લાગે છે. જ્ઞાન તો ત્રીજું લોચન છે.

જ્ઞાનથી તપ, ચારિત્ર, દયા જીવનમાં આવે છે. માણસને પશુથી જુદો પાડનાર કોઈ હોય તો તે જ્ઞાનતત્ત્વ છે. જ્ઞાનથી હેય, જ્ઞેય, ઉપાદેયની સમજણ પડે છે. સ્વાધ્યાય, શ્રવણને જ્ઞાનીનું સાનિધ્ય જ્ઞાન મેળવવામાં સહાયભૂત બને છે.

આઠમુ પદ ચારિત્ર છે સદાચાર, બ્રહ્મચર્ય પણ ચારિત્ર છે ચારિત્રમા પાચ સમિતિ ને ત્રણ ગુપ્તિ છે ઇન્દ્રિયોને જરૂરિયાત પ્રમાણે પ્રવૃત્ત ને નિવૃત્ત રાખવાની છે ચારિત્રમા સ્યાદ્વાદનો ઉપયોગ કરવો જોઈએ પાચ સમિતિમા પ્રવૃત્તિ ને ત્રણમા નિવૃત્તિ રાખવાની ચારિત્ર એ બહારની વસ્તુ નથી, પણ જીવનની શુદ્ધિ છે

જીવનમા પહેલા શ્રદ્ધા જોઈએ શ્રદ્ધાને સમજવા જ્ઞાન જોઈએ જ્ઞાનના આચરણ માટે તપ જોઈએ તડકો બરાબર ન હોય તો અનાજ બરાબર પાકતુ નથી તપ શ્ચર્યાની ગરમીથી જીવન મધુર બની જાય છે સૂર્યના કિરણો બાર હજાર છે તપરૂપી સૂર્યના પણ બાર કિરણો છે છ બાહ્ય અને છ અભ્યતર જૈનદર્શનના તપમા વિવિધતા છે સ્વાધ્યાય, વિનય, ધ્યાન, કાઉસગ્ગ, નિયમ વગેરે જે કામ કરીએ તે પોતાના આત્મા માટે કરવાનુ છે

આહાર શુદ્ધ ને સાત્ત્વિક હોવો જોઈએ સતની કે સાધર્મિકની ભક્તિ કે તેમના વૈયાવચ્ચ પણ તપ છે સાધના પણ તપ છે અગ્નિથી સોનુ શુદ્ધ થાય છે, તેમ તપશ્ચર્યાથી આત્મા શુદ્ધ થાય છે, ને મનની વૃત્તિઓ શાત થાય છે

નવપદનુ આ તો અતિસક્ષિપ્ત આલેખન છે નવપદ નવનિધિ આપે છે નવપદની આરાધના જીવનને મગલમય બનાવે છે, આત્માને પ્રકાશિત બનાવે છે અને અતે મોક્ષની પ્રાપ્તિ કરાવે છે

## ✖ | સામાયિકની શ્રેષ્ઠતા

ચાતુર્માસમાં ખેડૂત અને ધર્મી બન્ને ખેતી કરે છે. ખેડૂત ધરતીની ખેતી કરે છે, ધર્મી આત્માની ખેતી કરે છે. ખેડૂતની માફક ધર્મીએ હૃદયની ધરતીને ઊંડી ને પોચી બનાવવાની છે. સંસારના સંબંધો ત્યજવાના છે. સામાયિક અંગીકાર કરવાનું છે.

સાધનામય જીવન બનાવવાનુ છે. ખેડૂત પોતે સારો પાક લેવા ખાતર દુઃખો વેઠે છે, તેમ આપણે જીવનમાંથી સુંદર પરિપાક મેળવવા જીવનને સાધનામય બનાવવાનું છે. સાધનાની પ્રથમ ભૂમિકા સામાયિક છે. સમ+આય એટલે સમ્યક્ત્વ રીતે મેળવવું તે. સામાયિકમાં બેસો ત્યારે અંતરમાં ઊતરી જવાનું છે. પુણિયા શ્રાવકના સામાયિકને વીરપ્રભુએ વખાણ્યું હતું. તેના એક સામાયિક માટે શ્રેણિક મહારાજા રાજ્યવૈભવ છોડવા તૈયાર હતા. બધાં કર્તવ્યોમાં સામાયિકનું સ્થાન પરમ ને ઉચ્ચ છે. શાંત દીપશિખા સુંદર લાગે છે, તેમ શાંત મન આનંદ અર્પે છે. તે મનને શાંત સ્થિર કરવા માટે સામાયિક છે.

ભરદરિયામાં મોતી લેવા મરજીવા સાગરને તળિયે

જાય છે, પણ તે વખતે અનેક ભય અને મુશ્કેલી હોય છે, છતાંય પોતાના કાર્યની ધ્યેયપૂર્તિ તે એકાગ્ર, સ્વસ્થ ને ધ્યેયલક્ષથી કરે છે તે રીતે સામાયિકમા મનને, શરીરને એકાગ્ર અને સ્વસ્થ બનાવવાના છે સામાયિકથી આધ્યાત્મિક ભૂમિકાને વિકસિત કરવાની છે

આપણને અતિદુર્લભ માનવભવ મળેલ છે ચાર ગતિમાથી મનુષ્યગતિમા તીર્થંકરપદની પ્રાપ્તિ સુલભ બને છે સામાયિકમા અતર્મુખ બની ઊંડાણમાથી મરજીવા માફક મોતી લાવવાનુ છે તે મોતી છે શુદ્ધસ્વરૂપી આત્મા ચિત્તની શાતિ માટે બહાર દોડધામ કરવાની જરૂર નથી, તે તો પ્રાપ્ત થશે સામાયિકમા

સામાયિકમા પર્વત જેમ અડોલ બનીને ધ્યાન ધરવાનુ છે, ત્યારે શરીરની ફીકર કરવાની નથી, આત્માની ફીકર કરવાની છે

સામાયિકમા બેઠેલા કુમારપાળને મકોડો ચોટચો હતો કુમારપાળ તો ધ્યાનમગ્ન હતા, તેમને મકોડાના ડખ કરતા મકોડો મરી ન જાય તે માટે ન અટકાવ્યો, દૂર ન કર્યો પૂર્ણ ઉપયોગવત હતા, મકોડાને છૂટો ન પાડતા તેમણે મકોડાને તેનુ કાર્ય કરતા માસ સહિત ચામડી કાપીને મકોડાને અભયદાન આપ્યુ

અહિંસાનો પાલક જેમાં જીવહિંસા થતી હોય તેવાં સાધનો—ચરબીયુક્ત કપડાં, લીવરનાં ઇંજેકશનો, કોડલીવર ઓઈલ, ક્રૂમના બૂટ ન વાપરે. અહિંસા વિના મનની સ્વસ્થતા જળવાય નહીં. અહિંસા સાથે સાદાઈ ને સત્યની માવજત કરવાની છે. સાદાઈથી મન સરળ બને છે. કપડાં ઉંમરને શોભે તેવાં પહેરવાનાં છે. ઉદ્‌ભટ પહેરવેશ પહેરવાનો નથી. આથી મનમાં ગ્લાનિ લાવવાની નથી. ચિત્તને સંયમમાં રાખવાનું છે.

સામાયિકમાં સમતા ને સ્વસ્થતા પ્રાપ્ત કરવા માટે બ્રહ્મચર્યની જરૂર છે. સંયમીના મુખ પર કાન્તિ હોય છે. તેના આત્મામાં પવિત્રતાનો પમરાટ હોય છે. જેટલું બ્રહ્મચર્યનું તેજ સંચિત થાય તેટલું મગજ સરસ કામ આપે છે. તેમાં વિચાર–વિકલ્પો આવતા નથી. ઠરેલ જળની માફક સુંદર લાગે છે. દૂધ ઠરે તો જ દહીં બને છે. મગજ શાંત થાય તો જ ગૂંચનો ઉકેલ મળે છે. તેથી કેટલાય પ્રશ્નોનો જવાબ બ્રાહ્મ મુહૂર્તે મળી આવે છે. સામાયિક એ જ જીવનનું લક્ષ હોવું જોઈએ, તેથી જીવન સમતાથી સભર બનશે. રાગદ્વેષનાં દ્વન્દ્વો હેરાન નહીં કરી શકે. તે વખતે જે અનન્ય આનંદ આવશે, તેથી જે પ્રસન્નતાની સુરખી મુખ પર વિલસી રહેશે તે અદ્‌ભુત અને અનન્ય હશે.

## ✖ | શ્રીપાલચરિત્ર

શ્રી રત્નશેખરસૂરિએ શ્રીપાલચરિત્રનુ સુદર આલેખન કર્યુ છે તેઓ કહે છે 'વીતરાગની વાણીને હુ આપનારો છુ' પ્રભુની વાણી સૂર્ય જેવી છે વીતરાગની વાણીરૂપ સૂર્ય પ્રકાશ મળતા લોકોના હૃદયકમળ ખીલી ઊઠે છે

નવપદનુ આલબન જગતમા શ્રેષ્ઠ છે જેવી રીતે ચક્ર મળતા ચક્રવતી ને છ ખડ મળી જાય, તેમ ભવ્ય આત્માને સિદ્ધચક્ર મળતા ચૌદરાજલોક પર વિજય મળે છે

જેના હૃદયમા સિદ્ધચક્રનો પ્રભાવ છે, તે આત્મા ધન્ય બની જાય છે

મયણાસુદરીએ નવપદની આરાધના કરી, તેનુ સૌભાગ્ય સોળે કળાએ ખીલી ઊઠયુ

પ્રજાપાળ રાજાને બે રાણીઓ હતી સૌભાગ્યસુદરી અને રૂપસુદરી સૌભાગ્યસુદરીથી સુરસુદરી નામની રાજકન્યા જન્મી અને રૂપસુદરીથી મયણાસુદરી થઈ

મયણા ને સુરસુદરી બને દરેક કળાનો સારો અભ્યાસ કરે છે એક વખત તેમના પિતાએ–પ્રજાપાળ રાજાએ તેમને પ્રશ્ન પૂછયો "પુણ્યથી શુ મળે છે?"

સુરસુદરીએ ઉતાવળે જવાબ આપ્યો "ધન, યૌવન, હોશિયારી, તદુરસ્તી, મનગમતો પ્રિયતમ, બધુ પુણ્યથી જ મળે છે"

પૂર્વભવમાં જીવદયા પાળી હોય તો શરીર તંદુરસ્ત બની જાય છે.

પુણ્ય બે પ્રકારના છે : પુણ્યાનુબંધી પુણ્ય અને પાપાનુબંધી પુણ્ય.

પુણ્યના યોગે વિનય, વિવેક, પ્રસન્ન મન, શીલને અંતે મોક્ષ પ્રાપ્ત થાય છે.

જે પુણ્યશાળી હોય તેના ચિત્તમાં અરિહંતનુ રાજ્ય હોય.

"અરિહંત હો મેરે ઘટમેં, ગુરુરાજ હો મેરે નિકટમેં" આ જ્યાં હોય ત્યાં પંડિત મરણ સાધ્ય બને છે.

સુરસુંદરીએ પિતાની ખુશામત કરીને પિતા જ સર્વસ્વ છે, અન્ય નહીં. મયણાએ દેવ–ગુરુ–ધર્મની પ્રશંસા કરી, સાંસારિક સંબંધ નિમિત્તમાત્ર છે. જેવું પુણ્ય તેવું જીવન.

આથી રાજા ગુસ્સે થયા અને મયણાને કોઢિયા સાથે વળગાડી. સુરસુંદરીના ધામધૂમપૂર્વક લગ્ન કર્યા. પણ તેને ચોરો લૂંટી ગયા, સુરસુંદરીને વેશ્યાને ત્યાં વેચાવું પડ્યું. ત્યાં નૃત્ય કરનાર થાય છે.

પંચપરમેષ્ઠિની આરાધનાના પ્રભાવે શ્રીપાળને જલતારિણી-શાસ્ત્ર નિતારિણી વિદ્યા મળી. વિદ્યાસિદ્ધિ માટે મદદ કરી તો તેમને અનિચ્છાએ સુવર્ણ મળ્યું. ધવલશેઠ સાથે જાય છે. શ્રીપાળ નિ:સ્વાર્થભાવે તેને સહાય કરે છે. પરંતુ ધવલશેઠ તો ઈર્ષાથી બળીને ખાખ થઈ જાય છે. મદનમંજૂષાને

મેળવવા ધવલશેઠે શ્રીપાળને દરિયામા વકેલ્યો ત્યા મગર નાવરૂપે મળી ગયો ને થાણાના દરિયાકિનારે મહીસલામત આવ્યો મદનરેખા અને મદનમજૂષા શ્રીપાળને સ્મરીને ભાન થાય છે, ત્યારે ચક્રશ્વરી દેવી આવે છે, ધવલશેઠને તેના દુષ્કૃત્યોની શિક્ષા આપે છે ધવલશેઠ ત્યાથી નાસી છૂટે છે છેવટે શ્રીપાળને થાણામા હેરાન કરવા પ્રયત્ન કર્યો શ્રીપાળને ધવલશેઠના કુકર્મો જોઈને ખૂબ દુ ખ થાય છે ધવલશેઠ એક વખત મુશ્કેટાટ બધાયા હતા, તો શ્રીપાળે તેમને છોડાવ્યા હતા શ્રીપાળ ધવલશેઠને ઉત્તમ જીવન બનાવવાનુ કહે છે, પણ ધવલશેઠ માને ખરા ! છેવટે ધવલ શેઠનો બૂરો અજામ આવે છે મરીને તે સાતમી નરકે જાય છે

ધવલશેઠના મરણના સમાચાર મળ્યા શ્રીપાળને દુ ખ થયુ શ્રીપાળને ધવલનો પસો જોઈતો નથી તેમા દુ ખ, વ્યથા ને નિસાસા હતા શ્રીપાળ ધવલશેઠના પુત્ર વિમલને ૨૫૦ વહાણો આપી દે છે વિમલ શ્રીપાળના ચરણોમા નમન કરે છે ને તેનુ જીવન બદલાઈ જાય છે

શ્રીપાળ ને મયણાસુદરી નવપદની આરાધના કરીને જીવનને ઉત્કૃષ્ટ કોટિનુ બનાવે છે સુરસુદરીના જીવનને સુદર બનાવવા પ્રયત્ન કરે છે પોતાના ભોગવવાના કર્મને સમતાપૂર્વક સહન કરીને, હૃદયમા અરિહત, સિદ્ધ આદિ પચપરમેષ્ઠિને મનત સ્મરીને જીવન ત્યાગમય બનાવ્યુ

## ૪ | જીવનની ભ્રમણા

જીવનની ભ્રમણા નામથી જ શરૂ થાય છે. આપણે ક્યાંથી આવ્યા અને ક્યાં જવાના છીએ એ તો આપણે ભૂલી જઈએ છીએ. આપણે નામ માટે જ દોડાદોડ કરીએ છીએ. નામમાં જ એકરૂપ બનીને આપણે આત્માને ભૂલી જઈએ છીએ.

એક ડોસી એક ગામ જતાં હતાં. રસ્તામાં જંગલ આવ્યું. ત્યાં રાત પડી ગઈ. ત્યારે એક માણસે તેને કહ્યું : "રાતનો રાજા આવીને તને મારી નાંખશે." આ શબ્દો સિંહના કાને પડ્યા ને તેનામાં ગભરાટ શરૂ થયો કે રાતનો રાજા તે કોણ હશે ?

થોડીવાર પછી પોતાના ખોવાઈ ગયેલા ગધેડાને શોધવા એક કુંભાર ત્યાં આવ્યો, ત્યારે સિંહને થયુ : "મને કોઈ પકડવા આવેલ છે" ને અંધારામાં ને અંધારામાં તે સિંહને પકડીને ગધેડાના ટોળામાં લઈ ગયો. સવારે સિંહને જોતાં તેનાથી ચીસ પડાઈ ગઈ. ત્યારે સિંહને ભાન થયું કે રાતનો રાજા કે જંગલનો રાજા હું જ છું.

આમ આત્મા સિદ્ધ સમાન છે તેની પાસે અનંત શક્તિ છે તે શક્તિ દ્વારા જીવનને અને જગતને સ્વર્ગ બનાવવાનું છે જેવો આત્મા મહાવીરનો હતો, તેવો આત્મા આપણો છે આપણે ગધેડાના ટોળામાં આવી ગયા છીએ, તેથી સત્ય તત્ત્વની ખબર પડતી નથી.

ભારતની પાસે આધ્યાત્મિક ભૂમિકા છે પ્રભુ આદિનાથ, પ્રભુ મહાવીર, ગૌતમ વગેરે આ ભૂમિના ગર્જન છે તે ભૂમિમાં આપણે આભાસી નામનું વિસર્જન કરવાનું છે ને સત્ય સ્વરૂપી આત્માનું સર્જન કરવાનું છે ત્યાં એકસંપી પણું લાવવાનું છે જ્યાં સંપ છે ત્યાં સફળતા છે આજે બિન્ની ધર્મનો ફેલાવો થઈ રહ્યો છે અને જૈન ધર્મનો તો શું પરંતુ જૈનોનો ઘટાડો થઈ રહ્યો છે!

આનું કારણ છે નામનો મોહ અહમ્ અને મમ. આ બે મંત્રો મોહરાજાના છે જ્યાં અહમ્ ત્યાં વિરાધના અહમ્ આત્મામાં અંધકાર ફેલાવે છે

આપણા જીવનરૂપી દૂધમાં ફટકડીનો ગાંગડો પડે તો તે દૂધ ફાટી જાય છે અને જો ધર્મનો ગાંગડો પડે તો તે દૂધ મીઠું બની જાય છે મિથ્યાત્વના પ્રવેશથી આપણે દુખી થઈ રહ્યા છીએ.

મોહરાજાના મંત્ર સામે ધર્મરાજાનો મંત્ર રોજને સામે

સવાશેર સમાન છે. ધર્મરાજાનો મંત્ર છે: "ન અહમ્, ન મમ" બાહુબલિએ દુષ્કર તપશ્ચર્યા કરી પણ "અહમ્"ને કારણે કેવળજ્ઞાન પ્રાપ્ત થતું ન હતું. બેન સાધ્વીના મીઠા પ્રેમ–ઠપકાથી અહમ્‌નું વિસર્જન થયું ને કેવળજ્ઞાનનું દર્શન થયું.

પ્રેમ એ માસ્ટર કી છે. તેનાથી કોઈપણ આત્માનું તાળું ખોલી શકાશે. અહમ્ અને મમ ને ઓગાળવાના છે. તેનનું sublimation કરવાનું છે અને તે માટે પ્રભુવાણી એક જ રસાયણ ઉપયોગી છે. અહમ્‌ને દૂર કરવા. મમત્વનો નાશ કરવા યોગ્ય પદ્ધતિની જરૂર છે. પદ્ધતિ વિના પ્રગતિ નહીં. પાણીમાં હાથ–પગ ગમે તેટલા પછાડીએ, પણ તરતાં આવડતું ન હોય તો ડૂબી જવાય છે. મનુષ્યજન્મ મળ્યો છે તે આલોક કે પરલોક સુધારવા માટે મળ્યો છે. મનુષ્ય-જન્મ પામીને હારી જવાનું નથી, જીતી જવાનું છે. અહમ્ અને મમના કેફમાં કેટલું પાપ થઈ જાય છે? ત્યારે ખબર નથી પડતી કે હું એકલો આવ્યો છું ને મારે એકલાને જવાનું છે; તો તે વખતે મનને અરિહંતમાં જોડી દેવામાં આવે તો અહમ્‌નો કાંટો નમ્ર બને. 'મમ'થી ઇન્દ્રિયોની દોડધામ ચાલુ છે. આથી આસક્તિ વધે છે અને તેમાંથી વિનાશ સર્જાય છે. આસક્તિને કારણે બિલ્વમંગલને મડદું તે લાકડું લાગ્યું, વિષધર નાગ તે દોરડું. ભૌતિક રૂપ, રંગ, યૌવન આ બધું નશ્વર છે. અહમ્ અને મમમાંથી

અનેકવિધ વિનાશની શાખાઓ ફૂટે છે અને તે શાખાઓ ઉપર અનેક દુર્ગુણોરૂપી પક્ષીઓ માળા બાધે છે તે વખતે ગુરુ ભગવતની કૃપા ઊતરે તો અહમ્ અને મમને બદલે વીતરાગની વાણીથી "નાહમ્" "ન મમ"નો મત્ર સમજાવે છે આથી એકત્રિત થયેલ દુર્ગુણો દૂર થઈને સદ્ગુણોની સુવાસ પ્રસરી રહેશે જીવનની ભ્રમણામા ભટકતુ મન શાત-અશાત બનશે જીવનના મૃગજળને ઓળખીને સ્વય મા રહેલ પ્રકાશને જોશે, અનુભવશે અને જીવનને ભ્રમણા રહિત બનાવશે



## ધર્મ

ધર્મ કોઈ સ પ્રદાનમા, સ ઘર્ષમા કે વાદવિવાદમા નથી પરતુ કોઈ પણ ઇચ્છા, એવા અભાનમા ધર્મ સમાયો છે



## ૪ | જીવન–એક સ્વપ્ન

સંસારમાં જળકમળવત્ રહેવાનું છે, તેમાં લપેટાઈ જવાનું નથી. આત્મા પ્રવાસી છે, વાસી નથી. આ જિંદગી એક સોહામણું સ્વપ્ન છે. આ જીવનમાં ગમે તેટલી સંપત્તિ–સમૃદ્ધિ હશે, તોય છેવટે તો તેનો ત્યાગ કરીને જવાનું નિશ્ચિત છે. પરલોકમાં જતી વખતે સુકૃતનું ભાથું લઈને જવાનું છે. શરીરની સગાઈ ખોટી છે, આત્માનું સગપણ સત્ય છે.

પતિ–પત્ની વચ્ચે અપાર પ્રેમ હોય, પણ પતિનો આત્મા ચાલ્યો જાય, તો તે મડદાની પાસે એક ક્ષણ પણ બેસી શકતી નથી. તો જ્ઞાની પુરુષોએ કહ્યું છે કે જિંદગીના સ્વપ્નને અમર બનાવી દો, પ્રમાદ ત્યજી દો, પુરુષાર્થ પ્રારંભો. પ્રભુ મહાવીરે ગૌતમને વારંવાર કહેલ છે: “હે ગૌતમ, એક ક્ષણનો પણ પ્રમાદ ન કરીશ.”

આપણા ધ્યેયનો આપણે શાંતિથી વિચાર કરવાનો છે. જીવનભર સુકૃત્યો કરવાનાં છે. મન, વચન અને કાયાથી સદાચરણ અને શુભભાવના ભાવવાની છે. પોતાને શોધવા માટે અંતરમાં ડૂબકી મારવાની છે. જ્ઞાનીઓ તો દ્રષ્ટા છે, બતાવનાર છે; તેમણે બતાવેલ માર્ગે આપણે જવાનું છે.

આપણે આપણને ભૂલી ગયા છીએ 'હુ' ના ગમનાગમનનો, કાર્યનો, ઉદ્દેશનો વિચાર નથી કર્યો આપણા સુખને, આપણી શાતિને, ચિત્તની પ્રસન્નતાને, વર્ષોના આનંદને એક ક્ષુલ્લક ક્રોધથી ભસ્મીભૂત કરવાના નથી જીવન પ્રસન્નાપૂર્વક વ્યતીત કરવાનુ છે

આ વિશ્વ તો ધર્મશાળા છે, તેમા અત્યારે આપણે રહીએ છીએ જ્યારે મરણ આવશે, ત્યારે પુણ્ય-પાપનુ પોટલુ લઈને ચાલ્યા જવાનુ છે જિંદગી માગી લાવેલ આભૂષણ જેવી છે જિંદગીમા એવા કાર્યો કરવા કે જેથી મૃત્યુ સમયે શીલ કે વીલનો પ્રશ્ન ઊભો ન થાય

"તારુ લેશ માત્ર નથી, આ આખ બધ થતા" આવુ યાદ આવતા બે ઘડી સ્મશાનવૈરાગ્ય આવી જાય છે, અને તે વૈરાગ્ય પાછો ચાલ્યો જાય છે માનવતાવાળો માનવ મહાન છે, દેવ મહાન નથી "આજ આજ, ભાઈ અત્યારે" કહીને ધર્મ અત્યારે જ કરી લેવાનો છે, કારણ કે 'કાલ કોણે દીઠી છે?'

ઘડપણમા ધર્મનો વિચાર કરવો, તે કરતા ઘડપણ આવતા પહેલા જ ધર્મ જીવનસાત્ થવો જોઈએ, તો જ મનુષ્યજન્મ સફળ બની શકે

જીવનમા ધનનો, સત્તાનો, રૂપનો, યુવાનીનો ગર્વ કરવાનો નથી, આ બધા ફૂલાવેલા ફૂગ્ગા સમાન છે, એકાદ ટાકણી અડતા હવા ઊડી જશે

ઇંદ્રિયોનો સ્વભાવ અને આત્માનો સ્વભાવ જુદો છે. માનવજીવન આ બન્ને વચ્ચે મિશ્રિત થઈ ગયું છે. તેમાં ઇંદ્રિયોનો માર્ગ પ્રેયઃ છે, પણ શ્રેય. નથી. બાળકને પીપરમીન્ટ, આઇસ્ક્રીમ, બરફના ગોળા ભાવે છે. તે લેવા માટે રડે છે, પરંતુ તેના શ્રેયઃ ખાતર માતા તેને તે અપાવતી નથી. બાળક જેવો અજ્ઞાની જીવ ઇન્દ્રિયો પાછળ ભમી રહ્યો છે, ઇન્દ્રિયોનો પ્રેયઃ માર્ગ છોડાવવા જ્ઞાની ભગવંતો ઉપદેશ કરીને તેને શ્રેય· માર્ગે વાળે છે.

જ્ઞાનીની વાતો સમજાશે તો આત્માનો માર્ગ કયો તે પણ સમજાશે. તે માટે યોગ, એકાગ્રતા અને ધ્યાનની પ્રક્રિયા આવશ્યક છે. યોગ વખતે જે ચિત્તની એકાગ્રતા જોઈએ, તે મનમાં રહેલ કોઈ વિચારથી નથી આવતી. રસ્તે જતાં જોયેલ સિનેમા પોસ્ટરથી જે લાલસા જાગે, તે નીકળી જાય, ત્યાં સુધી એકાગ્રતા આવે નહીં. જોવામાં ખાવામાં, બોલવામાં કે ચાલવામાં આસક્તિ ન જોઈએ. સાધુ ખાય છે, પણ આસક્તિ વગર ખાય છે. માણસો જ્યાં ન ખાવાનું ખાય છે, ન બોલવાનું બોલે છે, બોલવું જોઈએ તે કરતાં વધુ બોલે છે, ત્યારે સમજવું કે તેણે માનસિક સમતુલા ગુમાવી છે. કોઈનું ભલું થતું હોય તો બોલવા જેવું છે. શરીરને ટકાવવા માટે ખાવું પડે છે. "ખાવું પડે છે, માટે સાધુ ખાય છે, ખાવું છે માટે તે ખાવાનું નથી."

જરૂરિયાત જેટલુ ખાય-વાપરે તો તે અર્થદંડ છે, તેથી વધારે ખાય કે વાપરે તો તે અનર્થદંડ છે જીવન જીવના માટે અર્થદંડની જરૂર છે અનર્થદંડથી પાપ બધાય છે

આસ્તિકતામા સહજ ભાવ છે, અનાસ્તિકતામા અસહજ ભાવ છે અનાસ્તિકતા અને અનર્થદંડમાથી દુ ખ ઉત્પન્ન કરે છે યોગી ઇંદ્રિયોને મિત્ર બનાવે છે ને જીવનને સફળ બનાવે છે સસારી ઇંદ્રિયોને શત્રુ બનાવે છે ને બેફામ બનેલ ઇંદ્રિયો જીવનને સ્વપ્ન બનાવે છે તે નોહામણા સ્વપ્નમા જિંદગીને પૂર્ણ કરવાને બદલે જિંદગીનો એકમેવ ઉદ્દેશ-પરમપદની પ્રાપ્તિ-સિદ્ધ કરો

●

## ભલાઈ

આપણે તો પરોપકાર કર્યે જ જવાનુ જ્યા સુધી અશુભનો ઉદય હશે ત્યા સુધી પ્રતિકૂળતા રહેશે પણ અશુભનો અ ત આવશે ને શુભનો ઉદય થશે ત્યારે બધા જ સારા વાના થશે



## ✖ | જીવનમાં કરુણા

આજે સંસાર આધિ, વ્યાધિ ને ઉપાધિના ત્રિવિધ તાપથી શેકાઈ રહ્યો છે. ચિંતાઓ ચિતા સમાન બની છે, ત્યારે માનવ પ્રભુની કરુણાની અભિલાષા સેવે છે. કરુણા બીજાઓ માટે નહીં, પણ આપણે આપણા તરફ કરુણા દર્શાવવી જોઈએ. આપણા પર કરુણા, દયા, પ્રેમ હશે, તો આપણે વિશ્વને કરુણા આપી શકીશું. આત્મા સાથે પ્રેમ બંધાશે, તો સારીય દુનિયાને આપણે પ્રેમ આપી શકીશું. શરીર પ્રતિ પ્રેમ બધા લોકો કરે છે, પરંતુ જ્ઞાની તો આત્મા સાથે પ્રેમ કરે છે. આ પ્રેમ તે ચિરાગ—જ્યોતિ છે. તેથી એક દીપથી અનેક દીપ પ્રગટે છે. One lamp enkindleth another 'દીપસે દીપ જલે'.

જીવનમાં જેમ આપણે સુખ શાંતિ વાંછીએ છીએ, તેમ જગતના સર્વ આત્મા સુખ શાંતિ ઇચ્છે છે. आत्मवत् सर्वभूतेषु। સર્વ પ્રાણીઓમાં આત્માની પ્રતીતિ થાય, આત્માનું એક સ્વરૂપ દૃષ્ટિગોચર થાય તો તેથી આપણા આત્મામાં એક શક્તિ ખીલે છે. આવા મહાત્માની વાત દરેકના દિલમાં ચોંટી જાય છે. તેમનાં ચિંતન અને સંવેદન દરેકના મનમાં

પકડ જમાવે છે, કારણકે તેવા સદાત્મામા કરુણાનો સાગર ઉમટતો હોય છે

આજે તો ઇન્સાન ઇન્સાનથી દૂર ભાગે છે માનવ માનવ પર વિશ્વાસ રાખતો નથી, પોતાને પોતાના પર પ્રેમ નથી, તો પછી બીજા આપણા પ્રતિ કેવી રીતે પ્રેમ વરસાવી શકે ?

આત્મા સુખ, શાતિ ને આનદ ઇચ્છે છે, આપણે દરેકને મિત્ર બનાવવા છે मित्ती मे सव्वभूएसु । કોઈને શત્રુ બનાવવા નથી वेर मज्झ न केइ । આ શુભ ભાવના અખડિત રાખવાની છે પાણી, હવા, ધરતી, આકાશ બધા એક છે, તો આપણે આપણા વિચારને અનેક કેવી રીતે કરી શકીએ ? ટુકડે ટુકડા કેવી રીતે બનાવી શકીએ ?

માનવે માનવનુ કલ્યાણ કરવાનુ છે સહુની સાથે સહકાર, સહયોગ, સપ ને સૌજન્ય સાધવાના છે આપણે કાતર ન બનતા નાનકડી સોય બનવાનુ છે અનેકના દિલ પર કરુણાના વહેણ વહાવવાના છે જે કરુણા વહેવડાવે છે, અનેકને સાધે છે, તે સોયને દરજી માથા પર રાખે છે અનેકને કાતરથી કાપે છે, વિખૂટા પાડે છે, તે કાતરને દરજી પગ નીચે રાખે છે

આજે આપણે એ નિયમ ધારવાનો છે કે જ્યા હુ જઉ, ત્યા પ્રેમની–કરુણાની ગગા વહાવુ

મહારાજા અશોકને જીતનાર કોઈ ન હતું, પરંતુ એક શક્તિશાળી (ખારવેલ) કલિંગ રાજા તેની સામે આવી ગયો.

મહારાજા અશોકે ખારવેલને પ્રશ્ન પૂછ્યો :

"તમારી પાસે સંપત્તિ નથી, એટલું બધું સૈન્ય નથી, તોય આટલી શક્તિ આપની પાસે કેવી રીતે આવી ગઈ?"

ખારવેલે જવાબ આપ્યો : "પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમ, શત્રુ પ્રતિ ઉદારતા અને મિત્ર પ્રતિ સચ્ચાઈ."

આપ જગતને પ્રેમ આપશો. તો જગત આપને અનેકગણો પ્રેમ આપશે.

ગાંધીના મૃત્યુ વખતે એક કવિએ ગાયું હતું કે.

"તુમને અપના પ્રાણ દિયા, ઔર મોતકી શાન બઢાઈ,
તુમને અપના ખૂન દિયા, ઔર પ્રેમ કી જ્યોત બઢાઈ."

પ્રેમથી હિંસા નાશ પામે છે.

એક ઋષિની કરુણાથી વાલિયો લૂંટારો વાલ્મીકી મહર્ષિ બની ગયા. કરુણા કાયાની પલટ કરનાર છે. કરુણા પોતે કોમળ હોવાથી કઠિન હૃદયવાળામાં કોમળતા, આર્દ્રતા ને પ્રેમ ભરે છે.

જીવનમાં કરુણા-વાત્સલ્યનાં ઝરણાં ઝળકાવો અને અન્યના તપ્ત દિલને શીતળતા ને સમતા આપો. કરુણા તે શાંતિનું રસાયણ છે.



## ૬ | જીવન-સવાદ

આજે આપણને ધર્મની કિંમત સમજાય છે, કારણ કે લોકોમા દુ ખ તથા દર્દ છે અશાતિ તેમ જ દુ ખથી રાત્રે ઊઘ આવતી નથી દુ ખ દૂર કરવાનો ઉપાય ધર્મ જ છે લોકોને ધર્મથી મળતુ સુખ, શાતિ, સ્વાસ્થ્ય જોઈએ છીએ, પરતુ ધર્મ કરવાને માટે પડતુ કષ્ટ-દુ ખ જોઈતુ નથી, માટે ધર્મને આપણા જીવનનો અમૃત-કુભ બનાવો.

આજે તો માણસ બોલે છે કાઈને મનમા વિચારે છે કાઈ, અને કાયાથી આચરણ કરે છે કાઈક જુદુ જ આમ જ્યા સવાદિતતા નથી, ત્યા શાતિ નથી એક બીજા પર મૈત્રીભાવ પ્રદર્શિત કરવો જોઈએ તે માટે છેવટે રવિવારનો દિવસ દિલને ધોવા માટે છે, તે દિવસે ગુરુ પાસે જવાથી જીવનને સ ગીતમય બનાવવાની અદ્ભુત પ્રેરણા મળે છે

આત્મા ઉપર આવરણ અશુદ્ધિના, અજ્ઞાનના, વિષય કષાયના ચઢી ગયા છે, તેને દૂર કરો, એટલે પરમાત્મ સ્વરૂપ પ્રગટશે જ્યા સુધી આ અધમ કચરો છે, ત્યા સુધી ગુરુનો કલ્યાણકારી ઉપદેશ દિલ સુધી પહોચતો નથી તે માટે મન, વચન અને કાયાની વૃત્તિ, પ્રવૃત્તિ એકમય બનવી જોઈએ

પારસમણિ લોઢાને સુવર્ણ બનાવે છે, તેમ આ દેહની કોઠીમાં શુદ્ધ સ્વરૂપી આત્મા પડેલ છે. તેનું જ્ઞાન દેવ, ગુરુ, ધર્મરૂપી પારસમણિના સ્પર્શથી થાય છે. તે માટે રવિવારે પ્રભુપૂજા કરો અને ગુરુવાણી સાંભળો.

પ્રભુપૂજન શા માટે? તો તે એટલા માટે કે તેમનામાં દિવ્યતા, પરમ ઉચ્ચતમ માનવતા, ત્યાગ તેમ જ સર્વજીવો પ્રત્યે વહેતો અનંત કરુણાનો ધોધ છે. તેનો એક અંશ પ્રાપ્ત કરી તદ્રૂપ બનવા માટે પ્રભુપૂજન છે. આથી જીવન ઊર્ધ્વગામી બને છે. જીવનમાં શાંતિ, સંતોષ ને સમતા પ્રગટે છે.

આ માટે આપણે આપણને સમજવાની જરૂર છે કે હું કોણ છું? મારું ધ્યેય શું છે? આજે આપણે આપણી જાતને ઓળખતા નથી. નહિતર માનવ ધારે તે બની શકે છે. માનવ તે મહામાનવ બની શકે છે. આપણે નિશ્ચય કરવો જોઈએ કે મારે કાંઈક બનવું છે, તેમ જ કાંઈક ઉત્તમતા પ્રાપ્ત કરવી છે. હું શું ન બની શકું?" આને માટે અંતઃકરણપૂર્વકનો પુરુષાર્થ કરવો જોઈએ, અને તે જ ગૌરવની વાત છે. આ જગતમાં તમે પ્રવેશ કર્યો; ત્યારે બધા હર્ષ પામતા હતા, તમે રડતા હતા અને જગતમાંથી વિદાયગીરી લેશો ત્યારે તમારા સત્કૃત્યો સ્મરીને જગત રડતું રહેશે, અને પ્રાપ્ત થયેલ પુણ્યથી પ્રકાશ પંથે જતાં તમો હસતા હશો.

આપણે જીવનને મધુર બનાવવાનુ છે, સવાદમય બનાવવાનુ છે તે માટે મન, વચન ને કાયાના વિચાર, વાણી ને વર્તનને સવાદિત બનાવવાના છે તેમા એકરૂપતા લાવવાની છે તે માટે જીવનને ચદનની માફક ઘસીને સૌરભ અન્યને અર્પવાની છે જીવન તો પશુ, પક્ષી, માનવ, કીડા, કીડી આદિ જીવે છે, પણ જીવન નિમકહરામ ન બના વતા, નિમકહલાલ બનાવવુ જોઈએ કૂતરો જેનુ ખાય છે, તેને માટે જીવન સમર્પિત કરે છે તેની સેવા વફાદારી પૂર્વક કરે છે તે પોતાના માલિકને કદાપિ બેવફા બનતો નથી જમાઈ નિમકહરામ બને છે, ખાનારનુ ખોદે છે, કૃતજ્ઞતાને બદલે કૃતઘ્નતા પ્રદર્શિત કરે છે આવુ જીવન તે જીવન નથી

જીવનમા આવતા ઝઝાવાતોનો શાતિપૂર્વક સામનો કરો તે માટે આવશ્યકતા છે દેવની કરુણા-કૃપા, ગુરુના આશીવાદ અને ધર્મની પ્રેરણા આ જો પ્રાપ્ત થશે તો જીવન જીવવા જેવુ ને માણવા જેવુ લાગશે જીવનમા જ્યોતિ પ્રગટશે, અને તે જ્યોતિના શીત કિરણોમાથી સુસવાદિત સુરાવલી જીવનને પ્રસન્ન કરશે અને જીવનને સવાદમય-રસમય-સૌરભમય બનાવશે તેવુ જીવન વીતરાગ-માર્ગી બની શકશે



## ✖ | જીવન-શુદ્ધિ

માણસ અહીં બેઠો હોય, પણ તેની શક્તિ અનંત સુધી પ્રસરી રહે છે. ભગવતી સૂત્રમાં પહેલું નમન બ્રાહ્મી-લિપિને કર્યું છે. માણસમાં આત્મા છે. તો મોઢું બોલે છે. આત્માની વાણીની જગત પર મોટામાં મોટી અસર થાય છે.

એક શબ્દ સારો બોલો તો લોકોને આનંદ થશે. બીજો શબ્દ ખરાબ બોલો, તો શોક, દુઃખ થશે. એક શબ્દથી આંસુ સરશે, તો એક શબ્દથી હાસ્ય પ્રગટશે; એક શબ્દથી પ્રેરણા મળશે, તો એક શબ્દથી પતન થશે.

ચૌદપૂર્વનો સાર એક શબ્દમાં આવી જાય છે. અંતરનો પડઘો આપણી વાણી દ્વારા બહાર આવે છે.

એક માણસે પોપટનાં બે બચ્ચાં જુદી જુદી જગ્યાએ વેચ્યાં. સંતને ત્યાં ગયું, તે સંસ્કૃત ભાષા શીખી ગયું; દુર્જનને ત્યા ગયું, તે ખરાબ શબ્દો શીખ્યું. શબ્દોની પાછળ આપણા જીવનની પ્રતીતિ પડેલી છે.

આપણે આપણી વાણીને સુધારવી હોય તો પહેલાં વિચારોને સુધારવા પડશે. ગાંધીજી ખૂબ ખિજાઈ જતાં ત્યારે, "પાગલ" શબ્દ જ વધારેમાં વધારે કહી શકતા. ભગવાન મહાવીરે "મહાનુભાવ" અને 'દેવાનુપ્રિય' સિવાય બીજા શબ્દો ઉચ્ચાર્યા જ નથી.

આત્માનું પ્રતિબિંબ મન ઉપર અને મનનું પ્રતિબિંબ વાણી ઉપર પડે છે. સુવાણી દ્વારા માણસનું ઊર્ધ્વ-

ગમન થાય છે ને કુવાણી દ્વારા અધપતન થાય છે

જ્યારે માણસ સાંભળવા તૈયાર થાય ત્યારે જ તેને સંભળાવવું. સંદેશા માટે ચિંતન અને મનની જરૂર છે. આ જીભથી સંસારમાં શાંતિ ફેલાય છે અને લોહીની નદીઓ પણ વહી શકે છે. માટે જેમ જેમ આપણી જવાબદારી વધતી જાય, તેમ તેમ માપીને બોલવું.

પાણીને જેમ ગાળીને વાપરીએ છીએ, તેમ વાણીને વિવેકરૂપી ગળણાથી ગાળીને વાપરવાની છે. વિવેકી માણસ હંમેશ બોલતા પહેલા વિચાર કરીને બોલનારો.

Run before you jump and think before you speak

એક રાજાને પરોઢિયે સ્વપ્ન આવ્યું કે તેના બત્રીસે દાંત પડી ગયા. તે તો બેબાકળો ઊઠ્યો અને સ્વપ્ન-પાઠકોને બોલાવ્યા. એક ઉતાવળા જ્યોતિષીએ રાજાના સ્વપ્નનો અર્થ કર્યો કે "તમારા કુટુંબના બત્રીસ માણસો મરી જશે."

બીજા વિવેકી જ્યોતિષીએ કહ્યું "તમારું આયુષ્ય એટલું લાંબું છે કે તમારા કુટુંબમાંથી કોઈ તમારું મોત નહિ જોઈ શકે."

પહેલે દિવસે રાજાને પારાવાર આઘાત થયો હતો તે બીજે દિવસે રાજાના મુખ પર પ્રસન્નતાની લેરખી પ્રસરી રહી.

સ્વપ્નનો અર્થ એક જ છે, પણ વાણીમાં ફેર છે. આ પરથી એ ફલિત થાય છે કે જીવનશુદ્ધિમાં વાણી

અગત્યનો ફાળો આપે છે. જૂઠું બોલવાની બાધા લેવાની છે કે સાચું બોલવાનું નહિ? બોલવું તેટલું સાચું બોલવું, પણ સાચું હોય તેટલું બધું બોલી નાખવાનું નથી.

ઘણી વાર બધું સાચું બોલવાથી બીજા માણસને નુકસાન થાય છે. કોઈની ગુપ્ત વાત સાચી હોય અને તે આપણે બીજાના મોઢે બોલીએ તો સામા માણસને દુઃખ થાય છે.

વચન એ મંત્ર છે, અને તેથી તે સિદ્ધ બની જાય છે. વચનસિદ્ધિ દરેકને જન્મતાંની સાથે જ મળે છે. મંત્રમાં શબ્દો થોડા હોય, પણ અર્થ ઘણા હોય છે. જો વચન વાપરવાનો વિવેક ન હોય તો લાખ રૂપિયાના બ્લોકમાં રહેનાર કોડી માટે કોર્ટે જાય છે.

"વિણ ખાધે, વિણ ભોગવે, ફોગટ કર્મ બંધાય."

વધારાનુ બોલવાથી ફોગટનાં કર્મબંધન થાય છે. તંદુલિયો–મત્સ્ય ચોખાના દાણા જેવડો હોય છે, અને મગરની પાંપણ પર બેસી રહે છે, અને મગરના મુખમાંથી જીવો બચીને બહાર નીકળી જાય છે, ત્યારે તે વિચારે છે કે "મગરને મોઢું બરાબર બંધ કરતાં આવડતું નથી જેથી આટલા બધા જીવો બહાર નીકળીને ભાગી જાય છે. "આ સ્થળે હું હોઉં તો એક પણ જીવને ન જવા દઉં. એક પણ જીવ ન બાના" તંદુલિયો આવો રૌદ્ર વિચાર કરવાથી કર્મબંધન કરીને સાતમી નરકે જાય છે.

બોલવામાં વિવેક હશે, વ્યવહાર શુદ્ધ હશે–તો જીવન-શુદ્ધિ સરળ ને સહજ બનશે.

દરેક ક્રિયા પાછળ ધ્યેય હોય છે કીડાને પણ ધ્યેય હોય છે, કે એક પાદડા ઉપરથી બીજા પાદડા ઉપર જવાનુ તેમ મનુષ્યે પણ વિચારવાનુ છે કે “ હુ અહી શા માટે આવ્યો છુ ? મારે શુ કરવાનુ છે ? કયા જવાનુ છે ?”

આ વિચારણા હશે, તો જે તરફ જવાનુ છે, તે પહેલા નક્કી કરવાનુ છે, અને નિશ્ચિત કરેલ ધ્યેય તરફ આગળ વધવાનુ છે સવારથી સાજ સુધી જે કામ હુ કરુ છુ, તે બધાનુ કારણ શુ ? તે પ્રશ્ન થાય એટલે તેનો ઉત્તર મેળવવાનો આ આપણને પૂર્ણ બનાવે છે

સસારની ભૌતિક વસ્તુઓનો ત્યાગ કરીને સચિત કરેલ શુભાશુભ કર્મનુ ભાથુ આત્માએ લઈને જવાનુ છે માટે પુરુષાર્થ કરવાનો છે, ક્ષણે ક્ષણ મહેનત કરવાની છે પરતુ આત્માને અમર બનાવવા માટે જે મહેનત કરવી પડે તેને બદલે સસાર વૃદ્ધિ માટે પરિગ્રહના પોટલા બાધીએ છીએ સત્તા, શ્રીમતાઈ કે શાણપણનો ગર્વ કર્મરાજા ક્ષણભરમા ઓગાળી નાખે છે પ્રભુની વાણી અહકાર ટાળે છે અને ‘ અહમ્ ’ને ઊર્ધ્વગામી બનાવી અર્હ બનાવે છે

તો આપણા જીવનનું, જીવનની ક્ષણે ક્ષણના પુરુષાર્થનું, પ્રવૃત્તિ ને પ્રગતિનું ધ્યેય અર્હં બનવા માટેનું હોવું જોઈએ.

પરંતુ લોકોની પ્રશંસામાં આપણે આપણી જાતને ભૂલી જઈએ છીએ; આ જિંદગી ઝાંઝવાના જળમાં પૂર્ણ કરવાની નથી. જગત તો ભ્રમ છે, મિથ્યા છે.

ત્રાજવાનો કાંટો ફરતો હોય ત્યાં સુધી વજનનું ચોક્કસ માપ નીકળી ન શકે, પણ તે સ્થિર બને ત્યારે જ માપનું પરિણામ નીકળે છે. 'હું કોણ છું?', 'અહીં શા માટે આવ્યો છું? 'ક્યાં જવાનો છું?' 'ક્યાંથી આવ્યો?' 'જતી વખતે સાથે કોણ આવશે?" આ બધું જાણવા માટે દોડાદોડી કરવાની નથી, તે માટે મનની સ્થિરતા, ચિત્તની પ્રસન્નતા, કાયાની સ્વસ્થતા, સ્વાધ્યાય, ધ્યાન, ચિંતન, મનનની જરૂર છે. રાગ–દ્વેષના બે પડળ વચ્ચે આત્મા પિલાઈ રહ્યો છે, તેથી થોડો સમય ભૌતિક સુખ મળે એટલે ધ્યેય પ્રતિ પ્રગતિ કરવાને બદલે સુખ, સમૃદ્ધિ, સંતાન, સત્તા અને વૈભવમાં મગ્ન બની જિંદગીનો રાહ બદલી નાખીએ છીએ. તેને જ સત્ય રાહ સમજી જિંદગીના કોયડાને વધુ ગૂંચવીએ છીએ; અને ત્યાં અંત આવી ઊભો રહે છે.

સંસારનું સાથે કાંઈ આવતું નથી કે કોઈ આવતું નથી. અંત સમયે મૂંઝવણની પરંપરા સર્જાય છે. તો તે વખતે જો જ્ઞાનદૃષ્ટિ હશે, તો મરણ પણ માણવા જેવું

લાગશે મરણના ઘરમાથી અમરતા શોધવાની છે ત્યાથી જિંદગીનો અર્થ મળે છે તે અર્થપ્રાપ્તિ માટે ગુરુ પાસે જવાનુ છે સમ્યકત્વી સુગુરુદેવ આપણા આત્માને તારી દે છે આપણા હૃદયમા ચગવાયેલ છે, તેને દશાવે છે જ્ઞાનથી ખૂલેલી આખ તો ભવોભવ સાથે રહેવાની છે ગયા ભવમા સુકૃત કરેલ હશે, તેથી આપણો નબર મનુષ્યભવમા લાગી ગયો હવે આ ભવમા અનેકવિધ સુકૃત કરવામા આવશે, તો આત્માની ઉચ્ચ ગતિ થવાની આ આત્માના ઊર્ધ્વીકરણ માટે થાય તેટલુ સહન કરવાનુ આ આત્મા ઉપર અનાદિ કાળથી મેલ જામ્યો છે તે મેલના પોપડા ઉખેડવા માટે ત્યાગ, તપ ને સયમની જરૂર છે આથી મન અધ્યાત્મમા રગાઈ જશે અને જીવન દૃષ્ટિ બદલાઈ જશે ત્યારે થશે કે "મોક્ષ એ તો મારો જન્મસિદ્ધ હક્ક છે" આત્માને મુક્ત બનાવવાનુ મારુ ધ્યેય છે તે પ્રાપ્ત ન થાય ત્યા સુધી જપી બેસવુ તે હરામ છે આવા કૃતનિશ્ચય બનીને "આપ સ્વભાવમા અવધૂ (અબ તુ) સદા મગનમે રહેના" ધ્યેયની પૂર્ણતા થાય છે



## ૪ | ધ્યેય-પ્રાપ્તિ

ઉપાધ્યાય મહારાજ શ્રી યશોવિજયજી મહારાજ "જ્ઞાનસાર"માં સમજાવે છે કે જે વસ્તુ પ્રાપ્ત કરવાની છે, તેની પહેલાં ઓળખાણ કરવાની છે. લોકો ધર્મની વાતો તો ઘણી કરે છે, પણ આત્માને સમજ્યા વગર કદી ધર્મ થતો નથી અને કદી મોક્ષ મળતો નથી. આત્માની ઓળખાણ થાય તો દરેક ક્રિયા ધર્મમય બની જાય છે. ત્યાર પછી જગત સાથેનો વ્યવહાર નિર્મળ બનશે. પથ્થરમાંથી મૂર્તિ ઘડનાર શિલ્પીને ધન્ય છે, તે સમજણપૂર્વક પથ્થરને ઘડે છે, તેની સાધના સફળ બને છે; તેમ અજ્ઞાનીને જ્ઞાની બનાવનાર ગુરુને ધન્ય છે. ગુરુનો સમાગમ અને તેમનું સાનિધ્ય પારસમણિ સમાન છે. તેથી માનવી 'વિભૂતિ' બની જાય છે. ગુરુની આજ્ઞા એ મંગળમય તત્ત્વ છે.

જેમ ટાંકણા ખાધા વિના પથ્થરમાંથી પ્રતિમા બનતી નથી, તેમ ગુરુના ઉપદેશ વિના દાનવમાંથી માનવ બનતો નથી. ગુરુનો ઉપદેશ એ ડાયનેમિક ફોર્સ છે, તેથી ગતિ થઈ શકે છે. ગુરુ–આજ્ઞા એ રસાયણ છે. તેથી જગતનો સામાન્ય માનવી અસામાન્ય બની શકે છે, તે પ્રભુતાને માર્ગે જઈ શકે છે. પ્રભુતાઈ પામી શકે છે. માનવમાં રહેલ દિવ્ય-

તાનુ અનેરુ તત્ત્વ ગુરુ–સમાગમથી બહાર આવે છે આને માટે માનવે ગુરુ પ્રત્યે સમર્પણભાવ કેળવવો જોઈએ ગુરુ પ્રત્યે અનન્ય પ્રેમ તેમ જ અવિહડ શ્રદ્ધા જોઈએ દ્રોણાચાર્યે એકલવ્યને વિદ્યા આપવાની ના પાડી, કારણ કે તે ક્ષત્રિય ન હતો, શૂદ્ર હતો પરતુ તેણે સકલ્પ કર્યો, ગુરુની પ્રતિમા બનાવી, પ્રતિમાને સાક્ષાત્ ગુરુ માની, તેમની આજ્ઞા મળે છે, તેમ કલ્પી વિદ્યા મેળવી, ને તે અજોડ બાણાવળી બન્યો અહી એકલવ્યને ગુરુ પ્રત્યે સમર્પણભાવ હતો શ્રદ્ધા ને સમર્પણ શ્રેષ્ઠ સફળતા સહજ અપાવે છે

જીવનને પ્રગતિશીલ બનાવવુ હોય તો ગુરુચરણની સેવા એક માત્ર ઉપાય છે ગુરુ જ્ઞાન આપે છે, સ્વાધ્યાય દર્શાવે છે, ધ્યાનની પ્રક્રિયા પ્રગટાવે છે

આપણા આત્મામા અનત શક્તિ રહેલી છે તે શક્તિને પ્રગટાવવા માટે મનને પહેલા તૈયાર કરવાનુ છે, મનને નિર્ભય બનાવવાનુ છે અને મનથી આગળ વધવાનુ છે

આત્મા આનદમય છે, શક્તિમય છે, શાશ્વત્ છે, દર્શનમય–જ્ઞાનમય છે ભૌતિક વસ્તુમા આમાની એકે બાબત નથી

આત્માનુ આનદમયી તત્ત્વ જગતમા મગલ બનાવે છે, તેથી શોકનુ કારણ રહેતુ નથી શોકથી આર્ત્તધ્યાન થાય છે, આર્ત્તધ્યાનથી કર્મ બધાય છે આત્મા અગેનુ જ્ઞાન

થાય તો આનંદ થાય. તેથી પ્રસન્નતા પ્રગટે. તેથી જ કહ્યું છે કે 'પ્રભુની પૂજાનું ફળ એટલે ચિત્તની પ્રસન્નતા.'

આ માટે જ્ઞાનીની દૃષ્ટિ જેમાં પ્રેમનાં અમી ભરેલ છે, તે ઉપકારક ને કલ્યાણકારી નીવડે છે. આ અમીભરી દૃષ્ટિ આત્માની વિચારણા કરાવે છે. તે માટે ચિંતન, સંયમ અને સાધના સહાયભૂત થાય છે. આત્માનું સુખ અમી દૃષ્ટિ અપાવે છે. દૃષ્ટિના પાયાને મજબૂત કરવાનો છે.

ક્યાં જવુ છે, તે પહેલાં નક્કી કરીને જ પછી ચાલવાનું શરૂ કરવાનું છે. એક વાર ચિંતનની કેડી લાધી પછી ધર્મપાથેય સાથે લઈને આત્માએ પ્રયાણ કરવાનું છે. તે પ્રયાણ પ્રભાવશાળી, પ્રતાપશાળી, પ્રેમમય અને પ્રસન્નતાપૂર્ણ હશે અને તે પ્રયાણ પરમાત્માની ઝાંખી કરાવશે. અને આત્મા શુદ્ધ સ્વરૂપે પ્રકાશી રહેશે. આ માટે જ આત્માની ઓળખાણ આવશ્યક છે. તેની ઓળખ થઈ કે પછી જીવનમાં અવગતિની ઓટ આવવી અશક્ય બનશે અને ભરતીના ભવ્ય ભાવ સાથે ધ્યેયપ્રાપ્તિ થશે.



## ૪ | સાચુ-સુખ

મોક્ષનુ સુખ તે સાચુ સુખ છે, શાશ્વત્ સુખ છે દેવતાઓનુ, સ્વર્ગનુ સુખ તે સાચુ નથી ત્યા પણ અશાંતિ છે, દેવોને પણ તે છોડવુ પડે છે દેવો પૃથ્વી પર આવવા ઝખે છે પુણિયા શ્રાવકને આવુ સુખ સહજમા પ્રાપ્ત થઈ શકે તેમ હતુ, પણ ના, તેને તો મોક્ષ-સુખની તાલાવેલી હતી તે માટે તે પ્રભુના ચરણમા સમર્પિત થઈ ગયો

મોક્ષ-સુખની પ્રાપ્તિ માટે આત્મા પર લાગેલ કર્મ મળને દૂર કરવાનો છે, આત્માની શુદ્ધિ કરવાની છે, આત્માને શુદ્ધ સ્વરૂપમા પલટાવવાનો છે આત્મા અને કર્મ બન્ને અનત કાળથી સાથે રહેતા આવ્યા છે, હવે આપણે તે બન્નેને જુદા પાડવાના છે

અનાદિકાળથી આ જીવે વાસનાના વર્તુળમા વસવાટ કરેલ છે, 'તે વસવાટમા વિકાર છે, વિકૃતિ છે, વિનાશ છે' તે પ્રભુની વાણીથી સમજાય

આજે આપણો જીવ ઘડિયાળના લોલકની માફક રાગ ને દ્વેષ વચ્ચે ઝોલા ખાય છે

આજ મેરી નૌકા, કૌન ઉતારે પાર.

રાગ–દ્વેષ દો નદિયો, બહુતી હૈ, ભ્રમણ કરત ગતિ-ચાર. રાગ–દ્વેષના પ્રવાહમાં જીવ ચારે ગતિમાં રખડી રહ્યો છે. તેને કિનારો પ્રભુવાણીના ઉપદેશનો મળે તો તે બચી શકે.

પ્રભુ આપણા નાવિક છે, અને છતાં આપણે અહમ્ ભાવને કારણે તેને નાવિક માન્યા નથી. આપણી નાવના સુકાની વીતરાગ છે, વીતરાગથી જ આપણે સંસાર સમુદ્રથી પાર ઊતરી શકીએ તેમ છીએ. પ્રભુ પ્રત્યે અનન્ય શ્રદ્ધાયુક્ત સમર્પણભાવ એટલે ડૂબતાને માટે લાઇફ બોટ.

એક વાર દરિયામાં તોફાન જાગ્યું, ત્યારે એક ભાઈ પ્રભુધ્યાનમાં બેસી ગયા, આથી તેની પત્ની કહેવા લાગી કે, ‘અત્યારે ધ્યાનમાં બેસવાનો સમય નથી, અત્યારે તો ડૂબવાનો વખત આવ્યો છે.’ ત્યારે તે વખતે પતિ હાથમાં રિવોલ્વર લઈ ને પત્નીને મારવા તાકી. પત્ની હસવા લાગી, કારણ કે પત્નીને ખાતરી હતી કે પોતાનો પતિ તેને મારે જ નહીં. આવી શ્રદ્ધા પત્નીને પોતાના પતિ ઉપર હતી, તેવી જ શ્રદ્ધા તેના પતિને પ્રભુ પર હતી; અને પરિણામ એ આવ્યું કે તોફાન શમી ગયું, દરિયો શાંત થઈ ગયો.

મનમા પ્રભુ પ્રત્યે પ્રેમ જોઈએ. મનમાં રહેલ કર્મના મેલને પ્રભુવાણીથી દૂર કરવાનો છે. તે મેલ દૂર કરવા તપ, ત્યાગ, સંયમરૂપી સાબુ જોઈશે. ધીમે ધીમે તે મેલ દૂર

થતો જશે, દુર્ગુણો ખરવા માડશે અને આતરિક આનદ પ્રસ્ફુરી રહેશે પછી સદ્ગુણો પ્રાપ્ત થશે અને આત્મા સદ્ગુણી બની જવાનો તે સદ્ગુણના પ્રકાશમા જ જીવવાનુ છે તે પ્રકાશ આપણને પ્રભુના અક્ષય આનદનો આસ્વાદ કરાવશે આ અભિનવ આસ્વાદ માટે ધર્મ કરવાનો છે ધર્મ આવતા ભૂખ ને તરસ ભુલાઈ જાય છે ખાવાપીવાને બદલે તપમા રસ જાગે છે ત્યા આનદના ઘૂટડા ભરવા મળે છે

વધારે પામો અભિશાપરૂપ છે પરિગ્રહની મૂર્છા ઉતારવા માટે દાન છે ધર્મ જીવનમા આવશે ત્યારે "લેવાનુ નહી, પણ દેવાનુ મન થાય છે" આવુ દર્શન જેને મળ્યુ છે, તે તરી જાય છે પ્રભુની વાણી દુખમય જિદગીને સુખમય બનાવે છે તે તત્ત્વનુ દર્શન થતા જીવન મગળ મય બની જાય છે દુખ જગતમા નથી, પણ દૃષ્ટિહીન આપણે દુખને ઊભુ કર્યું છે જેની પાસે સાચુ દર્શન છે, તેની દૃષ્ટિ હસ જેવી છે, જ્યારે દર્શન વગરની દૃષ્ટિ ગળણી જેવી છે ગળણીમા કચરો જ ભેગો થાય છે જેને દર્શન મળ્યુ છે, તે આત્મા જીતી જાય છે મગળમય દૃષ્ટિ અર્જુન માળી જેવા ઘોર પાપીને પુણ્યાત્મા બનાવે છે– આવી મગળમય દૃષ્ટિ સાચુ સુખ આપે છે

જૈન અને જન ધર્મ

'જૈન'ની ઉપર બે પાખો આવે ત્યારે તે "જૈન" બની જાય છે, બે પાખથી ઊડવાની શક્તિ આવે છે જેમ

આકાશમાં ઊડતાં પક્ષીઓમાં કોઈ ભેદભાવ નથી, તેમ જાતિના ભેદ વિના કોઈ પણ 'જન' "જૈન" બની શકે છે.

પ્રભુ મહાવીર સ્વામીજીએ પરમ ઉત્કૃષ્ટ કોટિની ભાવનાથી અશાંત જગતને શાંત કર્યું છે. કલહમાં કોમળતા પૂરી છે, વિવાદમાં સંવાદિતતા પૂરેલ છે કોઈ પણ બાબતને અનેક દૃષ્ટિકોણથી સમજવા પ્રયત્ન થાય તો વેરભાવ તે મૈત્રીનું ઝરણુ બની જાય, વિરોધને બદલે અનુરોધ થાય. આ ઉત્કૃષ્ટ ભેટ છે સ્યાદ્‌વાદની.

સ્યાદ્‌વાદ એટલે શું ?

સ્યાદ્‌વાદ એટલે સામાની આંખને આપણી બનાવીને જુઓ અને આપણી વાતને બીજો સમજી શકે તેટલી સહિષ્ણુતા કેળવવાની. આથી જીવન ધન્ય ધન્ય બની જાય છે.

તેમાં વિચારનો પરિઘ વિસ્તૃત બનાવવાનો છે. તપશ્ચર્યા એ કાંઈ લાંઘણ નથી, પરંતુ જીવનશુદ્ધિનું પરમ અંગ છે. જ્ઞાન તે સત્યને શોધવાનો અનુપમ પ્રકાશ છે. સંયમ આત્માને મુક્તિ અપાવે છે.

સ્યાદ્‌વાદનો અર્થ ન સમજાય તો વ્યવહાર કલુષિત બની જાય છે. "આત્મા" અંગે બોલવુ તે સરળ છે, પણ તેની સાથે સદ્‌વ્યવહાર રાખવો તે જુદી વાત છે. વિશ્વ સાથે મૈત્રી, પ્રમોદ, કારુણ્યાદિપૂર્વક સદ્‌વ્યવહાર રાખવાનો છે. ભૂલનુ પરિણામ શરીરને ખમવું પડે છે. આત્મા તો અમર છે. મૃત્યુ વખતે તે અમરતાનો વિચાર કરવાનો છે.

સારી વસ્તુ સરકતી જાય છે અને ખરાબ વાતોને ધકેલી મૂકવાની છે સારુ બોલતા પાચ મિનિટ નથી આવડતુ, પરતુ કોઈનુ બૂરુ કલાકો સુધી બોલી શકીએ છીએ એક સારો માણસ દેશને આબાદ કરી શકે છે, ખરાબ માણસ તેને બરબાદ કરી મૂકે છે

આત્માની વાતો પરમાર્થી બનાવવા માટે છે આ માટે અનેકાતવાદની જરૂર છે

અહિંસા અને અનેકાતવાદ—એ બે જૈન ધર્મના એકમેવ સિદ્ધાતો છે

કોઈના દર્દ—દુખને આપણુ સમજવુ 'જન પર જે બે પાખ છે, તેમા એક છે આચારની અને બીજી છે વિચારની તે બન્નેના સમન્વયથી આત્માને અનતમા લઈ જવાનો છે અહિંસા જીવનમા અને અનેકાતવાદ વિચારમા રમી રહેવા જોઈએ આ બને પાખથી જીવનને ઊર્ધ્વગામી બનાવી અન્યના શ્રેયાર્થે જીવવાનુ છે

કાળ આપણી રાહ જોતો નથી વધારે કીચડ અને ઓછુ પાણી હોય તો ત્યા હાથી ખૂપી જાય છે, પરતુ ઓછો કીચડ અને વધારે પાણી હોય તો તે કાદવમાથી નીકળી કિનારે પહોચી જાય છે મોહ અને મુનિમા આ તફાવત છે

વૃક્ષ પર પાન, ફળ, ફૂલ હોય તો પક્ષીઓ કિલ્લોલ

કરે છે, પણ તેનો અભાવ થતાં કોઈ ફરકતું નથી. જ્યાં સુધી થનગનતી યુવાની છે, ત્યાં સુધી ભોગ ભોગવવા ગમે છે, પણ યુવાનીની શક્તિ વૃદ્ધાવસ્થામાં ક્ષીણ થવા લાગે છે ત્યારે જીવન રોગથી ઘેરાય છે, અને આનંદ આપતા, ભોગ ત્રાસરૂપ બને છે. આ શરીર અશુભ વધુ વિચારોથી ઠાંસી ઠાંસીને ભરેલ છે, વિચારો તો બોઈલરમાં રહેલ વરાળ સમાન છે, તેનો ભરાવો થતાં બોઈલર ફાટી જાય છે. આવું જ શરીરનું છે, આ બધુ સ્યાદ્‌વાદથી સુંદર સમજાય છે.

વિદ્યાનો અભ્યાસ કરીને નમ્ર બનવાનું છે. જેમ જેમ ફળ આવતા જાય તેમ તેમ તાડ ઊંચું થતું જાય છે, પણ આમ્ર નમતું જાય છે. આમ આમ્ર મધુર છે. તાડ માદક છે. જ્ઞાન આવતાં અભિમાન દૂર થાય અને વિનય, વંદન, નમન આવે છે.

ઘણાં બિંદુઓનો સંગ્રહ એટલે સિંધુ છે. પૈસાઓનો સંગ્રહ તે રૂપિયો બની જાય છે, નાની નાની વાતોથી પણ ચેતીને ચાલવાનું છે. નાનકડી ભૂલ પણ મહાન ભયંકર પરિણામ લાવે છે. તે માટે તમારે જો આગળ વધવું હોય તો તમારી જાતને તપાસતા રહો. કોઈના કહેવા પ્રમાણે વર્તવું, તેને બદલે આત્મશ્રેય માટે આત્મા જે અને જેમ કહે તેમ કરવાનું છે. વર્તમાન જીવન સુંદર બનાવવાનું રહ્યું છે. તમધ્યાન તમારે રાખવાનું છે.

આત્મવિશ્વાસથી આગળ વધવાનુ છે જાગૃત અને એકાગ્ર બનીને જ નાનુ કે મોટુ કામ કરવાનુ છે એક સિદ્ધાત્મા પોતાની પાસે સુવર્ણસિદ્ધિ કોઈ યોગ્ય વ્યક્તિને આપવાની છે ફરતા ફરતા તેને કોઈ યોગ્ય વ્યક્તિ, ખાન દાન વ્યક્તિ મળતી નથી એકાદ યોગ્ય વ્યક્તિ તે માટે જણાતા સાધુ જણાવે છે, તો તે ના પાડે છે ખૂબ આગ્રહ થતા તે ભાઈએ બાવાજીનો ચીપિયો લઈ પોતાના કપાળે અડકાડયો અને તે સુવર્ણનો બની ગયો આ બતાવે છે કે તેણે સચ્ચાઈ, ખાનદાની પોતાના જીવનમા ઉતારી હતી, પોતાના ચિત્તને સયમિત બનાવ્યુ હતુ તેણે પોતાના જીવનધ્યેયના ચાર પાયા દર્શાવ્યા વ્યાપારમા અખડ પ્રામાણિકતા, પત્ની પ્રત્યે અણીશુદ્ધ સયમ, મિત્રોના હૃદયમા નિષ્કપટ મિત્રતા અને જીવન પ્રત્યેનો વ્યવહાર નીતિમય ને સરળ. ભટકતા ચિત્તને વશ કરવાનુ છે પ્રભુદર્શન કરતી વખતે પ્રભુમા લયલીન બનવાનુ છે ધ્યાન ધરતી વખતે પચપરમેષ્ઠિમા મગ્નતા કેળવવાની છે મૈત્રી ભાવનાની પ્રાર્થના કરતી વખતે દેહના અણુએ અણુમાથી શુભ-શુદ્ધ વિચારોનો નિકર્ષ કરવાનો છે આથી માનવનુ મન નિર્મળ, પવિત્ર, શુદ્ધ ને સરળ બને છે તે વખતે જે સુખ પ્રગટ છે, તેનો આહ્લાદ સ્વને તથા પરને પ્રસન્ન બનાવે છે માટે જે કાર્ય કરો તે નમ્રતાપૂર્વક કરો, સચ્ચાઈના રણકારથી ને આતરિક પ્રસન્નતાથી કરો પ્રત્યેક શુભ પ્રવૃ

ત્તિની જાગૃતિ આત્માનો ઉદ્ધાર કરે છે. આત્માને ઊંડા અંધકારમાંથી ઉચ્ચ પ્રકાશ તરફ લઈ જાય છે.

ધ્યાન રાખજો કે આત્મા ક્રિયા માટે નહીં. પણ ક્રિયા આત્મા માટે છે. એક વાર આત્માની ઓળખાણ થઈ કે પછી કર્મની નિર્જરા જ થવાની. દેહનો સદુપયોગ જીવનમાં દરેક પળે કર્યા જ કરવાનો છે. મહાવીરે ગૌતમને કહ્યું. "ગૌતમ મા પ્રમાયએ."

આજે માનવી સ્વદેહનો ઉપયોગ ભૌતિક શક્તિ ધારવા માટે વિકસાવવા માટે કરે છે, અને આધ્યાત્મિક શક્તિને શેષહીન બનાવે છે. સર્જન કરતાં સંહારમાં ઓછી શક્તિ વપરાય છે. સર્જન શાશ્વત રહે છે. સંહાર ક્ષણજીવી બને છે ઇન્દ્રિયોની વિઘાતક ને વિનાશક શક્તિઓ અપાર છે. તેમાં લપટાયા તો અનેક ભવના ચકાવામાં ચીત્કારો પાડતા રવડવું–રખડવું પડે છે.

અભ્યાસથી, અનુભવથી આધ્યાત્મિક જ્ઞાનનાં બિંદુઓ સંગ્રહિત કરી સાગરસમ બની, તેમાં એકગ્રતા–લીનતા–તન્મયતા તે આત્માને ઉચ્ચ શિખર પ્રસ્થાપિત કરે છે.

દર્શન, જ્ઞાન અને ચારિત્ર માટે અક્ષતની ત્રણ ઢગલીઓ કરવાની છે. છેલ્લે 'સિદ્ધશિલા' અર્ધ ચંદ્રાકાર બનાવવાની છે. આમાં ૧૦૮ અક્ષત હોવા જરૂરી છે. પંચપરમેષ્ઠિના ૧૦૮ ગુણોનું ત્યાં સ્મરણ થાય છે.

ભાવના તે ભવતારિણી છે તેથી ભવસાગર તરીને એકમેવ સ્થાન–સિદ્ધ શિલાએ સિદ્ધોમા સિદ્ધરૂપ બની જવાનુ છે ત્રણ ઢગલી પર શક્ય તેટલુ ઉત્તમ મૂલ્યવાન્ નાણુ મૂકવુ જોઈએ અને છેવટે અખડ ફળની પ્રાપ્તિ માટે અખડ ફળ પ્રતીક રૂપે મૂકવાના છે

સિદ્ધગતિ સિવાય અન્ય ચારે ગતિમા ઈંચા છે કર્મના જાળા છે, વિષય–કષાયના કારમા ઝેર વર્તે છે

રૂપીદેહને જોવાનો નથી પણ અરૂપી આત્માને જોવાનો છે રૂપીને ચાહવામા અનતા ભવો ગયા હવે અરૂપીની દોસ્તી કરવાની તાલાવેલી જગવી જોઈએ

સમાન શીલ, વિચાર અને વર્તનવી બન્ને સમાન આત્મા–ચિત્ત અને સભૂતિનો પાચ ભવ સુધી સાથે ઝૂલે છે પણ જ્યા આદર્શ, પ્રેમ, ભક્તિ–દૃષ્ટિ બદલાતા બન્નેના સધનાદો તરી જાય છે નિયાણુ બાધનાથી સભૂતિ બ્રહ્મદત્ત ચક્રવર્તી બને છે ને ચિત્ત શેઠનો પુત્ર બન્યો

પૂર્વની આરાધનાથી જ આ ભવમા આપો આરાધના કરી શકીએ છીએ જીવો સસ્કારના ઘડતરમા જ ઘડાય છે, અને પ્રભુની વાણી તેમના પર રસાયણ જેવુ કાર્ય કર છે સસ્કારો તો જનમ જનમથી સાથે આવે છે

જીવનમા સૌથી વધુ સસ્કાર ખાવાના હોય છે આહાર સજ્ઞાને જીતવા માટે તપ, ત્યાગની ખૂબ જરૂર છે પત

ફરકતી જોઈને જાતિસ્મરણ થયું અને ચિત્તે પોતાનો પૂર્વ ભવ જોયો પછી બ્રહ્મદત્ત ચક્રવર્તી મુનિને શોધવા જાય છે. બન્ને મળતાં છેલ્લા ભવમાં વિયોગ થવાનું કારણ શોધે છે.

જ્ઞાન અને તપમાં રમતા મુનિનું સુખ અનંત હતું. કામના કીચડમા ખૂંપેલાને તે ક્યાંથી સમજાય? સંસાર એ તો નાટક છે. અને આ બધા બાહ્ય રૂપો છે. કોઈવાર જીવ ચક્રવર્તી બને છે, તો કોઈવાર ભિખારી. જીવ જ્યાં જાય છે, ત્યાં પોતાનાં કર્મબંધન જ લઈ જાય છે. એક વખત જેને ધક્કે ચઢવું પડતું હતું, તે આજે સ્વાગત–સન્માનનો અધિકારી બને છે. પોતાનાં બધાં પુણ્યને ભોગવી નાખવાથી જીવ મૃત્યુના જડબામાં જાય છે, ત્યારે કોઈ બચાવી શકતું નથી. ન ભાઈ કે ન ભાર્યા. મૃત્યુ વખતે આપણે એકલા બનીને જવાનું છે.

પડછાયાની માફક આપણા કર્મો આપણી સાથે જ આવે છે. હજારો ગાયોમાં ગાય પોતાના વાછરડાને શોધી કાઢે છે, તેમ હજારો માનવીમાંથી કર્મ જીવને પકડી લે છે.

આવા કર્મસત્તા બિચારા જીવ પ્રત્યે કરુણા દર્શાવવાની છે. જ્ઞાનદાન, અભયદાન તે અન્નદાન કરતાં ચઢિયાતાં છે. તપશ્ચર્યાની અનુમોદના કરવાની છે, માટીના પારા જેવું આપણું મન છે. તેને તપથી શુદ્ધ કરવાનું છે, બાંધવાનું છે.

ખાવામા હિંમત નથી જોઈતી-પણ તેનો ત્યાગ કરવામા હિંમત જોઈએ છે ચિત્તને મળ્યુ અને છોડી પણ દીધુ પછી બ્રહ્મદત્તને પ્રતિબોધ કરે છે બ્રહ્મદત્ત કહે છે "મધની મીઠાશ અને ચીકાશ માખીને લાગી ગઈ છે, ઊડવુ છે, છતા ઊડી શકાતુ નથી" કદાચ ન ઊડી શકાય, તો તડફડાટ થયા વગર રહે નહી માટે મોહ તથા અજ્ઞાનનો ત્યાગ કરવા માટે જીવનભર પુરુષાર્થ કરવાનો છે



## સદાચાર

જે વ્યક્તિ જીવિત હોવા છતા પરોપકાર કરતી નથી તે મરેલી જ ગણાય છે જે વિદ્યા પ્રાપ્ત કરતો નથી તે આખ હોવા છતા અધ છે ધનવાન હોવા છતા જે બીજાને મદદ કરતો નથી તે દરિદ્ર છે જે પુરુષ હોવા છતા પુરુષાર્થ કરતો નથી તેની સદાને માટે દશા એમે છે

## ૪ | પૂજાની પવિત્રતા

જીવનને સમતુલ રાખી આવેલ અશુભ વિચારોને દેશનિકાલ કરી, શુભ વિચારોને પ્રવેશ આપે છે.

ઘડિયાળનો એક સ્ક્રૂ અનેકને વ્યવસ્થિત ફેરવે છે. તેમ આત્માની સમતા, શુદ્ધ ભાવના, માનવતાની મહેંક અનેકના જીવનના ચક્રોને ગતિમાન કરે છે. સારા ને નીરોગી પ્રત્યે દરેકની મહેર નજર હોય છે, રોગીને લોકો અવગણે છે. તિરસ્કારે છે, પણ ડોકટરો તેવા રોગી પ્રત્યે કરુણાનું પીયૂષ છાંટે છે, આ પ્રમાણે સમ્યક્ત્વધારી આત્મા ભૌતિક રોગ–દર્દથી પીડાતા પ્રત્યે કરુણાનાં વહેણ વહાવે છે, તેની પ્રત્યેક ક્ષણ સુખમય ને શીતળ બનાવે છે. આવા આત્મ-શુદ્ધિ આત્મા બ્રહ્મચર્યના બેનમૂન બળ મેળવી, માનસ દુઃખથી પરિવૃત્ત થયેલ આત્મા પ્રતિ પ્રસન્નતાપૂર્વક પ્રેમનું પાથેય પીરસે છે. બ્રહ્મચર્યની સમજણ ને સાધના આત્મ-મૈત્રી સાધે છે.

પ્રભુપૂજન અષ્ટ પ્રકારે કરવાની છે, તેથી આત્મા નિર્મળ. પવિત્ર, પ્રસન્ન થાય છે.

ન્હવણની પૂજા આત્માને નિર્મળ બનાવે છે. તેથી વખતની અસર મન પર જાદુઈ થાય છે. સીતાનો પાઠ ભજવતી

નદીને જોતા આપણને તે રામાયણની સતી સીતા સ્મરણમા આવી જાય છે

' હુ દેહરૂપ નથી, આત્મસ્વરૂપ છુ, મારા પર કર્મનુ આવરણ આવી ગયેલ છે, તેને દૂર કરવા પ્રભુનો અભિષેક આવશ્યક છે "

ચદન પૂજા–ચદનથી શીતળતા અને સૌરભ મળે છે, તે પોતે ચદન બનીને સૌરભ આપે છે પોતે ઘસાઈને અન્યને શીતળતા આપે છે આમ ચદનની પૂજા કરતા આ ભાવઆત્મ માત્ કરવાનો છે

આત્માનો સ્વભાવ આનદમય છે અને ક્રોધી સ્વભાવને ક્ષણે ક્ષણે શાત કરવાનો છે પોતાની પત્નીનો ક્રોધમા શેરડીનો સાઠાનો માર ખાતા તુકારામ નાચી ઊઠયા, કારણ કે પોતાના અશુભ કર્મોને ભસ્મીભૂત કરનાર પોતાની અર્ધાગના હતી !

બધ ઓરડામાથી દુર્ગધ ને અધકારનુ વિસર્જન થાય, ત્યાર સુગધ ને પ્રકાશ ત્યા વલસી રહે છે, તેમ ધૂપથી મનમા અતર્ગત રહેલ દુર્ગધીને દૂર કરી સુગધમય આત્મા બનાવવો છે

પ્રભુનો શ્વાસોચ્છ્વાસ કમળ સમાન હોય છે તેમ કલ્પવાનો છે, લોકોત્તર સમજવાનો છે તે બને છે પુષ્પથી ફક્ત પાચ કોડીના પુષ્પો ભાવપૂર્વક, કુમારપાળે ચઢાવ્યા ને તેથી

બીજા ભવમાં અઢાર દેશનું રાજ્ય પ્રાપ્ત થયું. એ મહાન્ છે. આ બતાવે છે કે " મ્હારા જીવનને પુષ્પ જેવું સુકોમળ ને સુવાસિત બનાવી તારા ચરણે ચઢાવું છું. જીવનને કઠોર બનાવવું નથી. જીવનને સૌંદર્યમય સુકોમળ, અને પરમ સુવાસિત બનાવવવાનું છે.

દીપકપૂજાથી એ ભાવનાનું કે મારી અનાદિની અજ્ઞાનતા તારા જ્ઞાનરૂપી દીપકથી દૂર કરીને જીવનને દેદીપ્યમાન બનાવવું છે. ધૂપથી એ ભાવના ભાવવાની છે કે ધૂપ ઊર્ધ્વગામી બને છે તેમ આત્મા ઊર્ધ્વગામી બની સિદ્ધશિલા પર સિદ્ધમય બની જાય.

અક્ષતપૂજા વખતે ભાવવાનું કે " દેહ વિનાશી હું અવિનાશી." અક્ષતપૂજા કરતાં અખંડ અક્ષતની માફક આત્માને એક, અનન્ય, અખંડિત પરમાત્મા બનાવવવાનો છે.

નૈવેદ્ય પૂજા વખતે ભાવનાનું કે આવા અનેકવિધ આહાર કરી આત્માને ચાર ગતિમાં રખડાવ્યો હવે મારે જોઈએ છીએ " તારા જેવું અનાહારી પદ એટલે સિદ્ધ પદ."



## સૌ સાધન બંધન બન્યાં

વધારે પડતા પુદ્ગલોના સાધનો જીવનને વધારે ભારે બનાવે છે. જવાબદારીવાળો માણસ ગુરુની પાસે જઈ શકતો નથી. માણસ પોતાની મેળે જ જવાબદારીઓને વહોરે છે.

પશુના ભવમાં તમે જ્ઞાન નહીં મેળવી શકો. નરકના જીવો અવધિજ્ઞાનથી જાણી શકે, પણ આરાધના ન કરી શકે. દેવતાના સુખો વધારે પડતા છે, અને તેના અતિરેકમાં તેઓ આત્માને ભૂલી ગયા છે. રત્ન મનુષ્યભવ જ એક એવો છે, કે જ્યાં તે ભવમાં જ આરાધના થઈ શકે છે.

કોઈ જાનવરને ખીલેથી છૂટું કરો, તો તે ગેલમાં આવી જશે. પક્ષીને પિંજરામાંથી બહાર ઉડાડી મૂકો. કેવો આનંદ તેના મુખ પર વિલસી રહે છે? કેમ? મનુષ્ય જ એક એવો છે કે જેને બંધન છોડવું ગમતું નથી.

આ બંધનમાંથી મુક્તિ મેળવવા માટે વિવેક-જ્ઞાનની આવશ્યકતા છે. વિવેક-જ્ઞાન વિના જીવનશુદ્ધિ નથી. આત્માનું જ્ઞાન થાય ત્યારે ઇન્દ્રિયો બાગી-આગણી જેવી લાગે છે. આત્મા એ dust bin નથી—કચરાપેટી નથી કે જે તે ખરાબ જ ભરવું!

સજ્જન-જ્ઞાની માણસ કદી પોતાની પાંચે ઇંદ્રિયોને અશુદ્ધિ પ્રત્યે જવા નહીં દે. તે પોતાની આંખથી ખરાબ જોતો નથી. આંખથી કામ પ્રવેશે છે. કામથી હૃદય મલીન થઈ જાય છે. આંખ અવગતિ અને ઉન્નતિનું કેન્દ્રીય મથક છે. તે ઊર્ધ્વગામી બનાવી શકે છે, તેજ રીતે અધોગામી પણ બનાવી શકે છે. આંખ તો જીવનની જ્યોત છે. આંખ ઉપર તો વિવેકની જાળી રાખવાની છે, જેથી અશુદ્ધિ લેશ માત્ર અંદર પ્રવેશી ન શકે. માર્ગ જોયા વિના ચાલી શકાતુ નથી ત્યારે તે ન જોવા લાયક જોતો નથી.

સંસારને સારી દષ્ટિથી જુઓ તો જીવન સુંદર બની જશે. અશુભ, ગલીચ, કામવૃત્તિ ઉશ્કેરે તેવાં, મનમાં ઉશ્કેરાટ કરે તેવાં દશ્યો જુએ તો જીવન ઉંદર જેવું અનિષ્ટ બનશે.

આંખ જોવા માટે છે, નયણા માટે છે, જીવનની શુદ્ધિની રક્ષા માટે છે, સંત અને પ્રભુનાં દર્શન કરવા માટે છે, આ શુભ દષ્ટિથી જ્ઞાનવારિનું પાન કરી આત્માને તારવાનો છે.

આંખ પર પોપચાં-ઢાંકણ છે, પણ કાન ઉપર ઢાંકણ નથી. પરિણામ એ આવે છે કે ભૂલી જવાની વાતો યાદ રાખીએ છીએ અને યાદ રાખવાની વાતો ભૂલી જઈએ છીએ. વ્યાખ્યાનની અમૃત તુલ્ય વાણી બીજે દિવસે ભૂલી જવાય છે ને કોઈનું કડવું વાક્ય જીવનભર યાદ રાખીએ

જીએ સુખી થવુ હોય તો ખરાબ વાત ભૂલી જાવ પ્રભુની વાણીનો એક પણ શબ્દ આત્મસાત્ થઈ જાય તો જીવન ધન્ય થઈ જાય

રોહિણેયચોરને તેના પિતાએ કહ્યુ હતુ "તુ કદી પ્રભુ મહાવીરની વાણી સાભળીશ નહી "–કારણ કે પિતાને ખબર હતી કે પ્રભુની વાણી સાભળશે તો આ ચોરીનો ધધો છોડી દેશે

બાળકને સવારના નવકારમત્ર ગણવાની ટેવ પાડો આ ટેવ આગળ જતા મન પર અદ્‌ભુત અસર કરશે તે બાળક મનુષ્યભવ મેળવીને જૈન ધર્મ પામીને કાઈક ઉત્તમ લઈ જઈ શકે છે

જ્યા હૃદયમા નવકાર મત્રનુ રટણ થતુ હોય ત્યા પાપનો સચાર થઈ શકતો નથી, અને જીવનમા પરિવર્તન થઈ જાય છે

એક વાર બન્યુ એવુ કે પ્રભુની વાણી વહેતી હતી, ત્યા કાનમા આગળા નાખી, રોહિણેય ચોર પસાર થયો પણ ત્યા વાગ્યા પગમા કાટો ! ન ચલાય અને ન ઊભા રહેવાય ! કાટો પગમાથી કાઢવા માટે કાનમાથી આગળી કાઢી કાટો કાઢ્યો તે અલ્પ ક્ષણોમા પ્રભુની વાણી તેના કાને પડી અને જીવન પ્રગતિ પથે ચઢ્યુ

પગમાથી કાટો કાઢતા કાઢતા રોહિણેયચોરના કાને

ત્રણ વાક્યો પડી ગયાં: ૧. દેવની માળા કરમાય નહીં, ૨. દેવના આંખની પાંપણ મટકાય નહિ. ૩. દેવ જમીનથી અદ્ધર ચાલે.

આ ત્રણ વાક્યોથી તે કેદમા પકડાયો નહી, અને ધર્મનું સ્મરણ કરીને તરી ગયો.

કાન આવું શ્રેયઃસાધક સાંભળવા માટે છે, લોકોની નિંદા સાંભળવા માટે નહિ, પણ શ્રુતજ્ઞાનનો આસ્વાદ કરવા માટે છે. જેટલું સાંભળીએ છીએ, તે અજ્ઞાત-મન (Sub-Conscious mind)ની અંદર ભરાઈ રહે છે ને તે પ્રસંગ આવે બહાર આવે છે.

સારું જોવાનું અને સારું સાંભળવાનું ગયું એટલે માનવીનું અવમૂલ્યાંકન થયું છે. અને પુદ્ગલોનું મૂલ્યાંકન વધી ગયું છુ. તેથી આજે માનવી પુદ્ગલોના પરિગ્રહ માટે દોટ મૂકે છે, અને અંતે નિરાશા ને નિસાસા મેળવે છે. માનવમાં માનવતા છે, તે માનવતા પ્રતિ બીજા માણસને આદર હોવો જોઈએ. રાણા પ્રતાપ ખાતર ભામાશાએ પોતાની બધી જ સંપત્તિ આપી દીધી હતી. માનવ આત્મા પ્રતિ જે આદર, દયા, અનુકંપા હોવાં જોઈએ, તેને ઉકેલવાની શક્તિ નથી અથવા તે ઉકેલવાનું મન થતું નથી.

આ માનવભવ કેટલો દુર્લભ છે?

જ્યારે ૮૪ લાખ જીવાયાનિમાં ખૂબ જ પુણ્યાઈ

મહાવીરે પૂર્વભવમાં આપેલ દુઃખને કારણે ઉપસર્ગો સહન કર્યો.

માટે આપણા અસ્તિત્વનો વિચાર કરવાનો છે કે I am none, none is mine. આવી હળવાશ જીવનને ઊર્ધ્વગામી બનાવશે.

પરંતુ કાનમાં કચરો ભરે, આંખેથી કચરા જેવુ જુએ અને હૃદયમાં ભરે, તેનું પરિણામ વિકૃત આવ્યા વિના રહે જ નહીં.

માણસ માંદો પડે છે, તેનું પહેલુ કારણ તેનું મન અથવા મગજ બગડે તે છે, પછી પેટ બગડે છે અને ખાધેલું પચતું નથી; તેથી કબજિયાત થવાથી શરીરમાં ભયંકર રોગો ઉત્પન્ન થાય છે. માટે જીવનમાં ખરાબ વાતોને લાવવાની નથી. વિકલ્પો કરવાના નથી પરંતુ આંખ ને કાન પર વિવેકની જાળી રાખીને હિતકારકને અંદર ભરીએ, તો હૃદય, મન, મગજ હળવાંફૂલ જેવાં બની, આત્માને સ્વસ્થાને જલદી લઈ જાય છે.



## ૩૬ | માનવ માત્ર, દયા પાત્ર

માનવ ધારે છે કાઈ અને પામે છે કાઈ જુદુ જ કારણ કે માનવ કર્મને વશ છે સારા નરસા કર્મ માણસને સુખ–દુખની પ્રતીતિ કરાવે છે જીવ કર્મ સત્તાના દોર દમામ નીચે છુપી ગયો છે થોડીક પ્રતિકૂળતા આવી કે જીવ આર્ત્તધ્યાનમા પડી જાય છે ઇષ્ટનો વિયોગ અને અનિષ્ટનો સયોગ થતા આર્ત્તધ્યાન થાય છે રોગ, શોક, ચિંતા, વિકલ્પાદિ આર્ત્તધ્યાન છે તેથી તિર્યંચપણુ પ્રાપ્ત થાય છે

એ નિશ્ચિત સમજજો કે આ જગતમા કોઈ કોઈને દુખી કરી શકતુ નથી, પણ તેવા સજોગો ઉપસ્થિત થવાનુ કારણ કર્મ છે પ્રભુને ચારે કર્મોનો ક્ષય થયેલો હોવા છતા બધા જ સજોગો પ્રભુને આધીન ન હતા સજોગો અનુકૂળ ન હોય તો મનને એવી રીતે કેળવવાનુ કે તે મન સજોગોને અનુકૂળ થઈ જાય તે માટે મનને પ્રભુભક્તિ, સ્વાધ્યાય, ધ્યાન, ચિંતનમા જોડી દો ત્યાર પછી આવનાર પરિષહ હસતા હસતા ભોગવી શકાશે

ઝરૂખામા ઊભેલ બહેને પોતાના ભાઈ મુનિને જતા

જોઈને બોલે છે કે "એમનું શરીર પહેલાં કેટલું સુંદર હતું, ને આજે કેટલું સૂકાઈ ગયું છે." આ શબ્દો રાજા એટલે તેના પતિના કાને પડ્યા. બસ, રાજાનું મન શંકાથી ઘેરાયું ને સુભટોને હુકમ કર્યો: "આ યુવાન સાધુની ચામડી ઉતારી લાવો." પેલા આજ્ઞાધારક સાધુ પાસે ગયા ને રાજાની આજ્ઞા ફરમાવી, તો સાધુએ કહ્યુ: "હું તૈયાર છું."

દુ:ખ આવે ત્યારે અશુભ કર્મની મલિનતા ધોવાય છે, તેમ માની હસવાનું છે, ચિત્તમાંથી ચિંતા કાઢી નાખવાની છે. સાધુ કહે છે: "હું યુવાન હોવા છતાં કૃશ છું, દુર્બળ છું. મારાં હાડકાં અણીદાર છે, ચામડી ઉતારતાં, તમારી છરી તમોને ન વાગી જાય તેનો ખ્યાલ રાખજો."

સાધુએ તન કસાઈને સોંપ્યું ને મનને અરિહંતને સોંપ્યું. अरिहंते शरणं पवश्चामि । આમ સાધુએ પોતાના મનને સાધનાથી તૈયાર કર્યું હતું.

सिद्धे शरणं पवश्चामि । साहु शरणं पवश्चामि । केवली पन्नत्त धम्मं शरणं पवश्चामि । અને આમ ચામડી ઊતરતાં સાધુ પ્રભુ શરણે જઈ બેઠા.

સાધુએ સહનશીલતા કેળવવાની છે અને સિદ્ધ કરવાની છે. દુષ્ટની સામે સૌજન્ય ને સહનશીલતા દર્શાવવાનાં છે. એક વાર પ્રભુને શરણ જાવ, તો તે તરણ બની રહેશે.

પરિષહ ખમવા માટે તન કરતા મનને મજબૂત-મક્કમ બનાવો, કારણ કે મન તન ઉપર સત્તા ચલાવે છે

મનમર્કટ મૌન બની ગયુ, કે તે મન મોક્ષ આપી આપે છે આ પ્રમાણે જો ન થાય તો માનવ માત્ર દયાને પાત્ર બને છે

આત્મા જ્યારે સહનશીલતાની સાધનામા હોય ત્યારે કર્મ નિર્જરા થાય છે કર્મના ક્ષય માટે તપ-ત્યાગ કરવાના છે દેહ હેરાન થાય, ત્યારે આત્માને હેરાન કરવાનો નથી સાધુની એક બાજુ ચામડી ઊતરે છે ત્યારે બીજી બાજુ શુભ પરિણામની અખંડ ધારા વહેવા માંડીને કર્મનો ક્ષય થવા લાગ્યો અંતે દેહ પડ્યો ને કેવળજ્ઞાન પ્રાપ્ત થયુ સાધુ મોક્ષે ગયા, કર્મના બંધનમાથી મુક્ત બન્યા ને મુક્તિ રમણી પામ્યા આ માટે દેવ, ગુરુ, ધર્મના આલંબનની જરૂર છે

ખંધક મુનિ મોક્ષે સિધાવ્યા લોહીની ખરડાયેલી તેમની મુહપત્તિને ખાવાલાયક ગણી સમળીએ ઉપાડી, પણ ખાવા જેવુ ન લાગતા તેણે ફેંકી દીધી, તે મુહપત્તિ ઝરૂખામા પડી, તે જોઈ બહેન બેભાન થઈ-રાજાને ખબર પડી બધી વાતની ખબર પડી રાજા તો પશ્ચાત્તાપના ઝરણામા અશ્રુની ધારા વહાવી રહ્યો અને પાપના ધોવાણ માટે રાજા-રાણી સંયમના માર્ગે ચાલી નીકળ્યા

આમ માનવ જો કર્મનિર્જરા માટે સહનશીલ બનશે, પશ્ચાત્તાપના પરિતાપમાં સેકાશે, તો તે માનવ કર્મની દયાને પાત્ર નહીં બને. તે માનવ કર્મના બંધન તોડી ફોડીને મહામાનવ બનશે. આ માટે ઇન્દ્રિયોને સંયમિત બનાવવાની છે: વિષયકષાયના—વિષમય ચક્રાવામાંથી મુક્ત બનવાનું છે; કર્મની નિર્જરા કરવા સહનશીલતા અને પશ્ચાત્તાપને પોષવાના છે; મનને મક્કમ બનાવવાનું છે અને તનની આગતાસ્વાગતા કરવાની નથી. તનને ભૂલીને મને પ્રભુમાર્ગ સ્વીકારવાનો છે. આ જો શક્ય બને તો મનુષ્ય માત્ર દયા પાત્ર ન બનતાં મોક્ષ પાત્ર બને. માનવે વિચારવાનું છે કે તે મહાન છે. મહાન બનવા સર્જાયો છે. ભૌતિકના ભોગમાં ભસ્મીભૂત બનવાનું નથી, પણ વીતરાગના માર્ગમાં મગ્ન બનવાનું છે અને પોતાનું શુદ્ધ સ્વરૂપ સાધવાનું છે.



## અજ્ઞાન

અજ્ઞાનતાની ઉપજ દુર્બળ અને દુર્બળ મનની ઉપજ ભય છે, અને ભયની ઉપજ દુઃખ છે.

## ૪ | અભિરુચિ

મનુષ્યને ચાર સુંદર સાધનો મળ્યા છે ૧ બુદ્ધિ ૨ વન, ૩ કાયા અને ૪ ભાષા આનો સદુપયોગ થાય તો દુર્લભ માનવભવ સફળ થઈ જાય અગ્નિકને કાવ્ય સંભળાવવું તે નિરર્થક છે, આંધળાને આરસી બતાવવી અયોગ્ય છે આકળનું બિંદુ કમળપત્ર ઉપર મોતી જેવું લાગે છે, જ્યારે તપેલા તવા ઉપર પડે તો વરાળ થઈ ઊડી જાય છે તત્ત્વવિચારણા કરવા માટે બુદ્ધિનો ઉપયોગ કરવાનો છે જીવન શા માટે મળ્યુ છે? શા માટે હું જીવી રહ્યો છું ? હવે ક્યાં જવાનું છે ? આની વિચારણા ન થાય અને જીવનનું ધ્યેય નિશ્ચિત ન થાય, તો બધી ધાંધલધમાલ નકામી છે પાણી વલોવવા બરાબર છે

માનવજીવનમાં ' હું ' ને શોધવાનું છે પોતાની જાતને શોધવાની છે અને તે માટે જ આ મનુષ્યભવ મળ્યો છે મનુષ્યભવ આત્માનો ઉદ્ધાર કરવા માટે જ મળ્યો છે દરેક ક્ષણ જીવતા પહેલા, તે અંગેનું ધ્યેય નક્કી કરવાનું છે

પૂર્વભવમાં દાન દીધું છે, તપ કર્યું છે, તો જ આ ભવમાં સાધન-સંપત્તિ મળ્યા છે પૂર્વજન્મના પુણ્યથી જ આ ભવમાં સારા સંસ્કારી કુળમાં જન્મ થયો છે અને આ બધાનો સદુપયોગ કરવામાં ન આવે તો નરકગતિ અને તિર્યંચગતિ તૈયાર છે

આપણું ધાર્યું કંઈ થતું નથી, ધાર્યું તો થાય કર્મસત્તાથી. સુકૃત માનવદેહને ઉત્તરોત્તર ઊંચે લઈ જાય છે તે માટે કાયા છે. કાયાથી આત્માનો કાયાકલ્પ થઈ શકે છે. પાચ વ્રતને સમજીને જીવનમાં ઉતારવાના છે. જેથી આપણું ધ્યેય શીઘ્ર પાર પડે.

લક્ષ્મી મળી છે, તો તેનો ઉપયોગ દાનમાં કરો. દાનમાં આપેલ ધન આવતા ભવમાં અનેકગણું ધન આપે છે.

બુદ્ધિથી તત્ત્વનું જ્ઞાન મેળવો, ધનનો ઉપયોગ દાનમાં કરો, કાયાથી ત્યાગ કરો, શુદ્ધ આચાર પાળો અને જીવ માત્રને શાંતિ થાય તેવું વચન બોલો.

આ ચાર સાથે પાંચમો સદ્દગુણ આવે છે અભિરુચિ. આપણી અભિરુચિ ઉચ્ચ ( મોક્ષની ) હોવી જોઈએ.

દેહ સાધન છે, મનથી કાર્ય કરી શકાય છે. ઉચ્ચ અભિરુચિ હશે તો જીવન ઉચ્ચ પ્રકારનું બનશે. સારા વિચારથી, મનની ઊંચી ભાવનાથી અને જ્ઞાનીનાં વચન શ્રવણથી આપણી અભિરુચિ ઉચ્ચ બને છે; આથી મનની ઉદારતા ખીલે છે ને મન પ્રફુલ્લ બને છે.

જીવનને ઉચ્ચ બનાવવા માટે. અભિરુચિને ઉત્કૃષ્ટ બનાવવા માટે સારી ટેવ પાડવાનો પ્રારંભ કરો. Slow and steady wins the race. સારી ટેવ ધીમે ધીમે પાડવાથી તેમાં સાતત્ય વધશે ને ધ્યેય પ્રાપ્તિ થશે. મોટી તપશ્ચર્યા ન થઈ શકતી હોય તો નવકારશીથી તપનો પ્રારંભ કરો.

ચોવિહાર કરો નાની નાની વસ્તુઓનો ત્યાગ કરો ત્યાગમા વીતરાગતા છે ટેવ પાડતા શ્રમ જણાશે પણ તે શ્રમ ક્ષેમ કર બનશે શ્રમથી ખોરાક પચી જાય છે આજે શ્રમ નથી, ત્યા પેટના રોગો વધી ગયા છે

સારી ટેવ પાડવા માટે શ્રુતજ્ઞાન સાભળવાની ટેવ પાડવાની છે સાભળવાનુ ન મળે તો શ્રુતજ્ઞાન વાચન કરવાનુ છે 'જીવવિચાર', 'નવતત્વ', 'ત્રિભાષ્ય,' 'કર્મ ગ્રથ' વગેરેનુ વાચન કરવાથી ધીમે ધીમે તે ભણવાનુ મન થાય છે ભણતા ભણતા આગળ વધી શકીએ છીએ ને આત્માનો ઉદ્ધાર કરી શકીએ છીએ શાસ્ત્ર અભ્યાસનુ વ્યસન રાખ વાનુ છે અને તે વ્યસન સ્વ તથા પર માટે અતિ ઉપયોગી થઈ પડશે Life is short and art is long

આયુષ્ય ટૂકુ ને ક્ષણભગુર છે, માટે એક ક્ષણનો વિલબ કરવાનો નથી આત્માનુ જેટલુ સધાય તેટલુ સાધી લો આત્મા હમેશ ધર્મધ્યાન તથા શુકલ ધ્યાનમા રહેવો જોઈએ ધર્મનુ વાચન ને શ્રવણ દુર્ગુણોને સહેલાઈથી દૂર કરી શકે છે

મળેલ સાધનોનો સારો ઉપયોગ કરો વહેલા ઊઠો, પ્રભુસ્મરણ કરો, મળેલ શક્તિનો વિકાસ કરો નિશ્ચય અને વ્યવહાર બન્ને જીવનમા જોઈએ માટે ભાવિનુ ભાગ્ય ભવ્ય બનાવવુ હોય તો વર્તમાનની જીવનક્રિયાને ભવ્ય બનાવો

## ✻ | સચ્ચિદાનંદ

જ્ઞાનીઓ કહે છે કે "હું આત્મા છું, અમર રહેવાનો છું, હું મરવાનો નથી." દેહ મરે છે. આત્મા કદી મરતો નથી. મરી જવાનો વિચાર જ (ભય) આપણને મારી નાખે છે. જ્યારે આત્મા અમર છે, ત્યારે તેને ભય શાનો હોય? હું એટલે શરીર નહીં, પણ આત્મા છે. શરીર તો સાધન છે. આત્મા પ્રકાશવંતો છે. આત્મા જ્ઞાનમય છે.

અજ્ઞાનમાં દુઃખ છે. જ્ઞાની કોઈપણ ક્ષણે દુઃખી હોતા નથી, તેમના શરીરે તાવ હોય, પણ તેમનું મન પ્રસન્ન રહે છે. આત્મા તે જ સત્ત્વ ને સત્ય છે. આત્માનો અનુભવ કરતાં પરમાત્માની અનુભૂતિ થાય છે. હૈયાને સ્ફટિક જેવું પારદર્શક બનાવવાનું છે.

આ સંસારનાં દુઃખો મને અડી શકે તેમ નથી, કારણ કે હુ તો આનંદમય છું. જ્ઞાની કદી જીવનમાં શોકમગ્ન બનતા નથી. સંસારની વિવિધતામાં મૃત્યુ. ગરીબી, માંદગી આવી જાય છે.

સાગરના મંથનમાંથી મળેલ અમૃતમય કુંભ ક્યાં મૂકવો તેનો વિચાર દેવો કરવા લાગ્યા. પર્વતના શિખર પર નહીં, પાતાળમાં નહીં, પણ માનવીના હૃદયમાં જ તે

અમૃતમય કુંભ મૂકવામાં આવ્યો છે માણસ બધે ફરે છે, પણ હૃદયમાં ઊંડી ડૂબકી મારી શકતો નથી

આનંદરૂપ બનવું હોય તેને પોતાના હૃદયને શુદ્ધ કરવાનું છે હૃદયને શુદ્ધ કરવા માટે પ્રભુની વાણીને સાંભળવાની છે જે નદી છે, તેનો સંગ કરનારો છે તિન્નાણં તારયાણં—જે તરી ગયા છે, તે બીજાને તારી શકે છે આસક્તિવાળો માનવી બીજાને પણ ડુબાડી દે છે ભવરૂપી વ્યાધિને મટાડવા માટે પ્રભુની વાણી જ એકમેવ ઔષધિ છે તે વાણી સત્ય છે, જે ચિત્તને આનંદ આપે તેવી છે આત્મા ઉપરની કાળાશ દૂર થાય તો આત્મા શુદ્ધ સ્વરૂપે પ્રકાશી રહે છે આપણો આત્મા જ્ઞાનમય છે, આનંદમય છે, સદ્મય છે કર્મના પડળમાંથી આત્માને મુક્ત કરવાનો છે બીજાના ગુણો જોવાથી આપણામાં ગુણોનો સંચય થાય છે ને તેથી આત્મા વિકાસ સાધે છે

આત્માને સત્, ચિત્ ને આનંદમય બનાવવો હોય તો ભક્તિનું આલંબન લો ધર્મનું મુખ્ય અંગ ભક્તિ છે ભક્તિ પાણીનું કામ કરે છે કર્મમલથી શ્યામ બનેલ આત્મવસ્ત્ર ધોવા માટે ભક્તિરૂપી પાણી ખૂબ જરૂરી છે

ભક્તિમાં કહેવું પડતું નથી, પણ સહજ રીતે તે થઈ જાય છે ગાય વનમાં જાય, ચારો ચરે, પણ ચિત્ત તો વાછરડામાં હોય છે નટ દોરડી પર નાચે ને લાખોને હસાવે પણ તેનું મન તો દોરડીમાં હોય છે સ્ત્રીઓ માથા પર બેડાં મૂકી વાતો કરતી કરતી ઝડપથી ચાલે છે, પણ

તેમનું ચિત્ત તો બેડામા હોય છે. તેમ આપણે સંસારમાં હોઈએ, પરંતુ મન તો પ્રભુભક્તિમાં હોવું જોઈએ. હૃદયની ભક્તિ મુક્તિ કરતાં પણ ચઢી જાય છે. ભક્તે પોતાના હૃદયમાં ભગવાનને સમાવવાના છે. રામને નામે તો પથ્થર તરી ગયા. ભક્તિમય બનેલ હૃદય ઊર્ધ્વગામી બને છે.

આ માટે અંતરની અશાંતિ દૂર કરવાની છે. સારા વિચારથી આપણું મન પ્રસન્ન રહે અને શરીર સારું રહે છે. જેમ બને તેમ મનને શુભ ધ્યાનમાં રાખવાનું છે. ધર્મધ્યાન અને શુકલધ્યાનથી જ મોક્ષ મળે છે.

જેમ કપડાંને રોજ ધોવાથી કપડાં સ્વચ્છ રહે છે, જેમ ઘરમાથી રોજ કચરો કાઢવાથી ઘર સ્વચ્છ રહે છે, તેમ પ્રભુની વાણી રોજ સાંભળવાથી મન શુદ્ધ રહે છે ને ઉત્તમ વિચારો આવે છે.

આયુષ્ય અલ્પ છે. જેટલું મેળવી શકાય તેટલું મેળવી લેવું. આવતી કાલના વિશ્વાસે રહેવાનું નથી. જે માણસમાં શુદ્ધિ ને બુદ્ધિ ન હોય તે ગમે તેમ વર્તે છે. આપણે આપણો આત્મા સત્, ચિત્ ને આનંદમય બનાવવાનો છે, શુદ્ધ, સરળ ને સ્વચ્છ બનાવવાનો છે. આત્માનું સંશોધન કરવાનુ છે.

અંતરમાં જેમ જેમ ઊંડા ઊતરશો, તેમ તેમ આત્માનું શુદ્ધ સ્વરૂપ નજરે પડશે. આત્મા પરમ આત્મા બની શકે તેમ છે. તેને માટે ઉપર બતાવેલ માર્ગે ચાલશો તો આત્મા પરમ બની શકશે.

## ✖ | શ્રદ્ધા ને સયમ

આ જીવ ઘણુ પુણ્ય ઉપાર્જન કરે છે, ત્યારે મનુષ્ય ભવ મળે છે મનુષ્યભવમા પ્રભુની વાણી ગુરુમુખે સાભળવાનુ સૌભાગ્ય પ્રાપ્ત થાય છે આ શ્રવણથી વીતરાગ પરમાત્મા પ્રત્યે અટલ શ્રદ્ધા જાગે છે અને જાગે છે તે શ્રદ્ધા માનવને મોક્ષ પ્રતિ દોરી જાય છે પુણ્યશાળી આત્માને મહાપુરુષોની વાણી સાભળવાનુ ઘણુ મન થાય છે જેવી સોબત તેવી અસર પાણીનુ બિંદુ છે તો સામાન્ય, પરતુ ગરમ લોખડના તવા પર પડે તો છમ્ થઈને ઊડી જાય છે, તે જો કમળપત્ર પર પડે તો સુદર મોતીનો આકાર લે છે એક રાજા પોતાના નોકર ઉપર પ્રસન્ન થયો ને નોકરને માગવા કહ્યુ નોકરે કહ્યુ "જ્યારે હુ દરવાજા પાસે ઊભો હોઉ, અને આપ ત્યા આવો ત્યારે મારા કાનમા કહેજો કે "હુ ભગવાનને પૂજતો રહુ, ભગવાનને ભૂલી ન જઉ"

રાજા આમ તેના કાનમા કહે છે તેથી લોકોને લાગ્યુ કે 'આ તો રાજાનો માનીતો છે' એટલે લોકોમા તે પૂજાવા લાગ્યો પ્રભુ પરની શ્રદ્ધાનુ આ અદ્ભુત ફળ છે

આપણે પ્રભુ પાસે માગવાનુ "ભવે ભવે તુમ્હ ચલણાણ" હે પ્રભુ! ભવો ભવ તારા ચરણોની સેવા હોજો

સદ્ગુણીની અને વડીલોની તો સેવા કરવાની છે. આમ જગતમાં દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વો ઉત્તમ છે.

આ ત્રણ તત્ત્વો મોક્ષ અપાવે છે, તો સંસારમાં શું ન અપાવે ? એકલવ્યે દ્રોણાચાર્યના ફક્ત માટીના પૂતળાને શ્રદ્ધાથી પૂજવાથી અર્જુન કરતાં વધુ ઉત્તમ વિદ્યા તેને પ્રાપ્ત થઈ. કલાપીએ કહ્યુ કે શ્રદ્ધા કોઈ કાળે નિષ્ફળ જતી નથી. શ્રદ્ધાથી ન ધારેલ હોય તેવાં કાર્ય પાર પડે છે. શ્રદ્ધા જેટલી ઊંડી તેટલું આત્મ-કલ્યાણ વધારે થાય છે.

પ્રભુના માર્ગમાં મક્કમતા રાખી શ્રદ્ધાને અડોલ બનાવશો તો અડોલ પદ પ્રાપ્ત કરી શકશો.

આજનું ભણતર શ્રદ્ધા વિનાનું છે. તેથી જીવનમાં વિકલ્પો ને વિકારો ઉપસ્થિત થાય છે. પહેલાં લોકોમાં ભણતર ઓછું હતુ પણ ધર્મ પર શ્રદ્ધા અડગ હતી, તેથી તેઓ તરી જતા હતા. શ્રદ્ધા ઊડી જાય તો જીવનમાં ગરબડ ઊભી થઈ જાય છે. અને તર્ક વિતર્કનું સામ્રાજ્ય છવાઈ રહે છે. પરંતુ શ્રદ્ધાથી મતિ નિર્મળ બને છે, તે નિર્મળ મતિ-મનથી આત્મદર્શન સહજ બને છે.

શ્રદ્ધા પછી સંયમ આવે છે. પહેલાં શ્રવણ, પછી શ્રદ્ધા અને પછી સંયમ. શ્રદ્ધા હોવા છતાં ચારિત્રમોહનીય કર્મનો ઉદય હોય તો ચારિત્ર લઈ શકાતું નથી, પરંતુ સંયમની ઉત્કટ ભાવના રાખવાથી લાંબા ગાળે ચારિત્ર ઉદયમા આવે છે. બીડીનું વ્યસન ગમે તેટલું હોય, પણ

મનમા નિર્ણય કરે કે બીડી છોડી જ દેવી છે, તો એક દિવસ અવશ્ય બીડી છૂટી જ જશે આત્મવીર્યને ફોરવવાથી ચારિત્ર લઈ શકાય છે આપણે પથારીમાથી ઊઠી શક્તા ન હોઈએ, પણ ખબર પડે કે આ રૂમના આગ લાગી છે, તો તરત જ દોડીને આપણે બહાર જતા રહીએ છીએ, તેનુ જ આત્મવીર્ય ફોરવવા અગે સમજવુ

જે માણસ નવકારશી પચ્ચક્ખાણ ન કરનારો પણ આત્મવીર્યને તપમા ફોરવવાથી મોટી તપશ્ચર્યા કરી શકે છે આ જીવ છદ્મસ્થ હોવાથી કોઈ વાર શુદ્ધિમાથી અશુદ્ધિમા આવી જાય વીમા કીટ હોય છે, તો તે બળવાથી દૂર કરી શકાય છે તેમ મુક્તિમા જવાની ભાવના હોય તો દુર્ગુણો ધીમે ધીમે દૂર થાય છે સયમની જીવન શુદ્ધ બની જાય છે પોતાના સ્વભાવનો આ સમયે વિચાર કરવાનો છે કઠોરતા અને અભિમાન પોતાના સ્વભાવમાથી દૂર કરવાના છે, આત્માને ઊર્ધ્વગામી બનાવવાનો છે શરીર માટે અયોગ્ય કાર્ય કરીને આત્માને અધોગામી બનાવવાનો નથી વ્યવહારમા પણ નીતિ સારી રાખવાની છે શરીરને સાચવવાનુ છે શરીર આત્માને ઊર્ધ્વગામી બનાવવા માટે સહાયક છે જેને ઊર્ધ્વગામી બનવાનુ છે તેણે પારખી પશ્ચાત છોડી દેવાની છે અને શ્રદ્ધાથી સયમ સુદૃઢ બને છે સયમ સિદ્ધિને સાધી શકે છે



## ૪ | સૌંદર્ય પામતાં પહેલાં...

બર્નાર્ડ શોએ એક જગ્યાએ લખ્યું છે કે, " પોતાના કુળનાં બાળકોના ધડને કાપીને ઘરમાં ગોઠવીએ તો સારાં ન લાગે, તેમ સુંદર ખીલેલાં પુષ્પોને તોડીને પોતાની ફૂલદાનીમાં ગોઠવવા તે યોગ્ય નથી." ફૂલમાં જીવન છે. કેટલાક લોકો કહે છે: " તો પછી કુદરતે ફૂલો શા માટે બનાવ્યાં ?" તો તેનો જવાબ કલાપી આપે છે: " સુંદરતા જોવા માટે છે, તેને સ્પર્શીને કચડી નાખવા માટે નથી." તેનો દૂરથી ઉપયોગ કરવાનો છે, પણ કદાપિ તેનો ઉપભોગ કરવાનો નથી. પુષ્પની સુંદરતા તથા સુરભિનો વિનાશ કરવાનો આપણને શો અધિકાર છે ? પ્રભુમાં જે ગુણો છે, તે પુષ્પોમાં છે. તેથી જ પુષ્પ પ્રભુને ચરણે ધરવામાં આવે છે. નાકની ક્ષણિક તૃપ્તિ માટે પુષ્પોના પ્રાણ લેવાના નથી. નાક શ્વાસોચ્છ્વાસ માટે મળ્યું છે. ' નાક 'ને ખાતર આપણે દુનિયા સાથે લડવા તૈયાર થઈ જઈએ છીએ. અસાત્ત્વિક આહાર. કામવૃત્તિ તથા ક્રોધને ઉત્પન્ન કરે છે. તેનાથી આપણો શ્વાસોચ્છ્વાસ દુર્ગંધમય બને છે. પ્રભુનો શ્વાસોચ્છ્વાસ કમળ જેવો સુગંધિત હોય છે. દુર્ગંધ દૂર કરવા માટે પ્રભુ જેવા બનવું જોઈએ.

આખ, કાન, નાક પછી સ્પર્શેન્દ્રિય ખતરનાક નીવડે છે સ્વદારા સતોષમા જીવન જીવવાનુ છે વિવિધરગી પતગિયા જેવુ જીવન ન બને તે માટે પૂર્ણ સજાગ રહેશો પાછળ દોડતા પતગિયા ખતમ થઈ જાય છે, એ નિશ્ચિત છે સુદર્શન શેઠ અને મનોરમા કામને જિતનારા હતા, તેથી પ્રાતકાળે તેમના પુણ્ય નામ સ્મરવામા આવે છે જે દપ તીનુ શિયળ નિર્મળ હોય તેને શાસનદેવી સહાય કરે છે પુરુષે કુમારનન્દી સોની જેવા કામલપટ નથી બનવાનુ, પણ રામ જેવા કામવિજેતા બનવાનુ છે રામ જેવા બનશો તો સ્ત્રી પણ સીતા જેવી મળશે

કપિલાએ વિચાર્યું કે 'આવો સ્વરૂપવાન્ સુવાન્ સુદર્શન સયમ કેવી રીતે પાળી શકે?' તેની પરીક્ષા કરવા સુદર્શન શેઠને ફસાવ્યા સુદર્શન શેઠે કહ્યુ "કપિલા તને ખબર નથી કે હુ પુરુષમા નથી" અને સુદર્શન શેઠ આબાદ બચી ગયા 'સયમ અને સદાચાર એ જ આત્માનુ અમૂલ્ય ધન છે' સુદર્શન શેઠનુ વચન દ્રવ્યથી અસત્ય હતુ પરન્તુ ભાવથી સત્ય હતુ "સદ્ભ્યો હિત સત્યમ્"

સુદર્શન સ્વદાર સતોષના નિયમધારક હોવાથી પ્રતિના કરી "કોઈના ઘરમા એકલા જવુ નહી"

જેની પાસે રૂપ છે, યૌવન છે, તેણે ચેતીને ચાલવાનુ છે કારણ કે રૂપ અને યૌવનને જ લૂટવા ચોર આવે છે

કપિલા તથા મહારાણી અભયાએ ઝરૂખામાથી સુદ

શન શેઠ, મનોરમા શેઠાણી અને સંતાનોને જોયા અને કપિલાનો વેરનો કીડો સળવળી ઊઠ્યો. રાણીને યેનકેન પ્રકારેણ સમજાવીને સુદર્શનને ચલિત કરવા તૈયાર કરી.

પૌષધ કરી સુદર્શન શેઠ પૌષધશાળામાં આત્મા-સાધનામાં લીન હતા ત્યારે તેમને ઉઠાવવા ઘાટ ઘડ્યો.

મનને બરફ જેવું બનાવવાનું છે કે જેથી તેમાં કાંકરા પડે તોય તરંગ ઊભા થતા નથી, પણ પાણી જેવું મન હોય તો નાનકડી કાંકરી પડતાં તરંગોની હારમાળા સર્જાય છે.

વીતરાગ પરમાત્મા પોતાના મનને એવું બાંધી લે છે કે તેમની સેવામાં ૬૪ ઇંદ્રો, અનેક ઇન્દ્રાણીઓ તથા દેવીઓ હાજર હોય છે, છતાંય લેશમાત્ર કામનું રુંવાડુંય ફરકતું નથી. જ્યારે મન સમક્ષ પ્રલોભનો આવે ત્યારે તેને વીતરાગના મન જેવું બનાવી દેવાનું છે.

રાણી અભયાએ સુદર્શનને ચલિત કરવા શક્ય તેટલા બધા અયોગ્ય પ્રયત્ન કરી જોયા. છેવટે સ્ત્રીસહજ બોલી ઊઠી: "મારી વૃત્તિ સંતોષો, નહીંતર બદનામ કરીશ." પણ અંતે તો ફાંસીની શૂળી સુદર્શન માટે સિંહાસન બની. વીતરાગ ધર્મનો જયજયકાર કર્યો.



## ૪ | સંગનો રંગ

'જેવો સંગ તેવો રંગ', 'જેવી સોબત તેવી અસર' ઈયળ ભમરીનું ધ્યાન ધરતા ધરતા ભમરી બની જાય છે, દુર્જનો સાથે રહેનાથી દુષ્ટતા આવી જાય છે આપણામા જો સાત્વિકતા નહી હોય તો બાહ્ય વાતાવરણની અસર થવાની કહેવાય છે કે Man is the creature of the circumstances માનવનું ઘડતર આજુબાજુનું વાતાવરણ કરે છે માણસ હલકો નથી, તેની આસપાસનું વાતાવરણ તેને હલકો બનાવે છે

નાનપણમા દીક્ષા આપવાથી, બાળકને સત્યનો ને સત્વનો, શુદ્ધિનો ને શ્રેષ્ઠતાનો, સરળતાનો અને સમતાનો સંગ પહેલેથી થાય છે, તેથી ભાવિમા પ્રખર જ્ઞાની બની શકે છે નાનકડા ચંગ મહાન હેમચંદ્રાચાર્ય બની શક્યા આજે પણ જ્ઞાનવૃદ્ધ સંયમી આત્માઓ છે, તેઓએ સંયમ ગ્રહણ બાલ્યાવસ્થામા કર્યું હતું પહેલેથી પ્રકાશ માર્ગે જવાનું હોય છે, એટલે અંધકાર સ્પર્શતો નથી સંસારના વિકાર, વિકલ્પ ને વિકૃતિ અનુભવ્યા પછી, કાજળના અનેક પટ ચઢાવ્યા પછી આત્માને પ્રકાશ મેળવતા કેટલો શ્રમ પડશે ?

અને તેય આવશ્યક યોગ્યતા પ્રાપ્ત કરી શકે કે કેમ તે પ્રશ્નાર્થ હોય છે.

જ્ઞાનીનો સંગ અજ્ઞાનીને જ્ઞાની બનાવે છે. પારસમણિ લોખંડને સુવર્ણ બનાવી શકે છે. પાણીનું બિંદુ કમળપત્ર પર પડે તો તે મોતી સમાન ચમકી ઊઠે છે, તપ્ત તાવડી ઉપર પડે તો વરાળ બની અદૃશ્ય બની જાય છે, અને સ્વાતિ નક્ષત્રમાં મીનમુખમાં પડે તો મૂલ્યવાન મોતી સર્જાય છે. આ છે સંગનો અદ્ભુત રંગ.

નર્મદાના નદીના કંકરને જુઓ તો તે બધા બન્યા છે શંકર. ગોળ ગોળ બન્યા છે તે કંકર વહેતા પાણીના સ્પર્શે. ઉનાળાની ગરમીથી બળતો ઝળતો માનવ સરોવરને કાંઠે જાય તો તેને શીતળતા ને શાંતિ લાગશે, કારણ કે ત્યાં વાતાવરણમાં શીતળતા છે, શાંતિ છે.

અર્જુન માળી, દૃઢ પ્રહારી, ચંડ કૌશિક જેવા અધમ પાપાત્માઓને પ્રભુનો સંગ થવાથી, તેમની કરુણાના ભાગીદાર બન્યા અને તેમનો આત્મા પાપમુક્ત બની ગયો.

જીવનનો વિકાસ કરવા માટે સંતસમાગમની જરૂર છે. ક્રિશ્ચિયનો રવિવારને દિવસે બધું મૂકી દેવળમાં જાય છે. રજાને હોલીડે ( Holiday ) કહે છે, કારણ કે તે holy-પવિત્ર દિન છે. તે દિવસે પવિત્રતાના સાગર પાસે પાપાત્મા જાય છે ને પુણ્યાત્મા બનીને આવે છે. પશ્ચાત્તાપના

સંગથી અનેક પાપાત્મા પુણ્યવતા બન્યા છે તેથી ગુરુમુખે પ્રભુવાણીનુ શ્રવણુ એક અજબ રસાયણુ છે જેમ પાણી પપ્પી ઊંચે ચડે છ, તેમ મન પ્રવચન-શ્રવણથી ઊંચે ચઢે છે નહીતર મન અને પાણીનો સ્વભાવ ઢળી જવાનો છે મન મીણ જેવુ છે, જેવો આકાર આપવો હશે તેવો આપી શકાશે શ્રવણનો સગ માનવને સ્થૂળ ભોગમાથી સૂક્ષ્મ ત્યાગ તરફ લઈ જાય છે

આપણો અનુભવ છે કે કેરી જો ટોપલામા એનાદ બગડેલી આવી ગઈ તો તેના સગથી બધી બગડી જાય છે

બહુરૂપી તરગાળાએ સાધુનો વેશ પહેરી ઉદા મહેતાને મગલિક સભળાવ્યુ તો ઉદા મહેતાનુ જીવન ધન્ય બની ગયુ ને સમાધિમા દેહ છોડયો તે સાધુવેશમા સપત્તિની લાલચને ઠોકરે મારી સાધુવેશના સગે મોટા રાજાને નમાવ્યા

નયસાહને સાધુનો સગ થયો ને જીવન પલટાઈ ગયુ ને ઉત્તરોત્તર ઉત્કર્ષ સવાતા તીર્થંકર બન્યા

અકબરને હીરવિજયજીનો સગ થતા અકબર અહિંસક બન્યો ધર્મપ્રેમી બન્યો કુમારપાળને હેમચદ્રાચાર્યજીનો સગ તે પરમ આર્હત બની શક્યા

શુભ સગ શુદ્ધિ માટે છે, સર્વોચ્ચ પદ પ્રાપ્તિ માટે છે

## ૪ | અન્ન તેવો ઓડકાર

આહારવિહાર પર આચારવિચાર અવલંબે છે. તામસી આહાર વાપરવાથી સ્વભાવ તામસી—ઉશ્કેરાટ અનુભવતો થાય છે. સાત્ત્વિક આહારથી સાત્ત્વિકતા આવે છે. અન્નાહારીના વિચાર ને વર્તન માંસાહારી કરતાં અતિશ્રેષ્ઠ હશે. તેથી પેટમાં ખરાબ આહાર ન જવા દેવો અને મગજમાં ખરાબ વિચાર ન જવા દેવા. મગજમાં સારા વિચાર હોય, પણ પેટમાં અનિષ્ટ આહાર હોય, તો મન બગડી જાય છે.

એક સાધુ ગોચરી કરીને તુરત જ સૂઈ ગયા, ત્યારે ગુરુએ પૂછ્યું : "તમે આજે કેમ સૂઈ ગયા છો?"

સાધુ : "મને ઊંઘ આવે છે, મને સૂવા દો." ત્યારે ગુરુએ વિચાર કર્યો; આજે આહાર બદલાઈ ગયો લાગે છે, તેથી ગુરુ મહારાજે પૂછ્યું : "તમે આહાર ક્યાંથી લાવ્યા હતા?" મુનિએ એક શેઠનું નામ આપ્યું—તે શેઠને પૂછતાં તેમણે જણાવ્યું : "મંદિરમાંથી લાવેલ સસ્તો માલ મેં સાધુને વહોરાવ્યો છે."

જે વસ્તુ પ્રભુને ચઢીને ઊતરી જાય તે નિર્માલ્ય બની જાય છે—સેકંડહેન્ડ બની જાય છે, અને તેવો ઊતરેલો માલ વાપરવાથી આપણી વૃત્તિ પણ ઊતરી જાય છે. પ્રભુએ

શ્રાવકને શ્વાન જેવા નહી, પણ ગજ–હાથી જેવા બનવા કહ્યુ છે ઠરકા ેટલા માટે કૂતરુ પોતાની પૂછડી હલાવે છે, ખુશામત કરે ઠે, પરતુ હાથી તો ગૌરવથી મણ લાડવા ખાઈ જાય છે

મદિરમા અર્પણ કરેલા દ્રવ્યથી સઘ ઊચો નહી આવે, પુરુષાથથી પ્રાપ્ત કરેલ દ્રવ્યથી સઘ ઊચે આવશે

આજે ઘરમાથી પુરુષાર્થ અને શ્રમ ચાલ્યા ગયા ઠે દુખની વાત એ ઠે કે આજે લોકોના ઘરે ગ્મોઈયા આવી ગયા ઠે પહેલા તો સ્ત્રી પોતાના પતિને હાથે રસોઈ બનાવીને સદ્ભાવપૂર્વક જમાડતી હતી, પુત્રને વાત્મલ્યભાવે પીરમતી હતી આજે તો રસોઈયા ેટલી ઠેકીને જમાડે છે!

આજે મદ્ભાવ (પ્રેમ) વાત્સલ્યની ભાવના સ્ત્રીમાથી ચાલી ગઈ ઠે, તેથી આહારશુદ્ધિ જળવાતી નથી આહાર–શુદ્ધિ વિના આચારશુદ્ધિ મભવે ક્યાથી? मूल नास्ति कुत शाखा। જ્યા જયણા ન હોય ત્યા હિ સાની શક્યતા છે જ્યા હિસા આવી ત્યા ગેગો આવ્યા

ખોરાકમા લાલ કીડી આવવાથી વિચારો બગડી જાય છે કરોળિયાથી કોઢ રોગ થાય છે કેટલાક સૂક્ષ્મ જ તુથી ખસ, ફોલ્લા વગેરે થાય છે

આપણે વારવાર માભળીએ છીએ કે હોટેલમા ચા પીધા પછી ૨૦–૨૫ મરી ગયા, શીખડ ખાધા પછી અનેકને

ઊલટી થઈ અને કેટલાક મરી ગયા; આ પ્રમાણે અસાત્ત્વિક આહાર વાપરવાથી આપણું ખમીર ચાલ્યું જાય છે.

પેલા સાધુએ અસાત્ત્વિક આહાર વાપરવાથી અનિષ્ટ-અશુભ વિચાર આવ્યા. પુણિયા શ્રાવકનું મન સામાયિકમાં સમતા ધારણ કરતું નથી, તેથી પોતાની પત્નીને પૂછ્યું : "આજે આહારમાં કાંઈ બહારનું આવ્યું છે?" પત્નીએ ખૂબ વિચાર કરી જવાબ આપ્યો : "હા, આગ સળગાવવા બીજેથી થોડો દેવતા લાવી હતી" બસ, આ જ તેની અસ્વસ્થતાનુ કારણ હતુ !

જીભનું રક્ષણ કરવા માટે બત્રીસ ભૈયા (દાંત) અને બે દ્વાર (કોટ) (હોઠ) છે. તે જીભે આહાર અને વ્યવહારનુ રક્ષણ કરવાનું છે. આહારનો અતિરેક ઇન્દ્રિયોનાં તોફાન સર્જે છે, માટે જ અષ્ટ પ્રકારી પૂજામાં નૈવેદ્ય મૂકતી વખતે અનાહારીપદની માગણી કરીએ છીએ. ઇન્દ્રિયોને શુદ્ધ કરવા માટે, પ્રાયશ્ચિત્ત કરવા માટે માણસે ઉપવાસ કરવાના છે. ઉપવાસથી તન, મન અને ઇન્દ્રિયો શુદ્ધ થાય છે. જ્યા ઇન્દ્રિયોએ પોતાનાં રૂપ, રંગ, મોહ, માયા છોડયાં, એટલે ત્યાં મન પણ સ્વસ્થ અને શાંત થશે. આત્મા પોતાના સ્થાને સહજ વળી શકશે. ખાતાં વિચારો, વિચારતાં ચિંતન કરો.



## ✖ | કાયાની માયા

મનુષ્યજીવન અગિયાર પર વ્યતીત થઈ રહ્યુ છે એક બાજુ મોક્ષ અથવા દેવત્વ છે, બીજી બાજુ નરક અથવા તિર્યંચ છે

'સંસાર' એટલે શુ ?

સમ્–ઉપસર્ગ પૂર્વક સૃ–વાતુ સૃ એટલે સરકવુ, ચાલવુ તે સં–સરતિ ઇતિ–સંસાર જે ગતિ કર્યા કરે છે, જે ચાલ્યા કરે છે, તેનુ નામ સંસાર છે કોઈપણ જીવને સ્થિર–શાશ્વત્ આશરો કે આધાર ન મળે તેનુ નામ સંસાર.

તમે સૂઈ ગયા હો, પણ ગાડી તો ચાલ્યા જ કરે છે આમ સંસારમા તમારો આત્મા જાગ્રત હોય કે નિદ્રિત હોય પણ સંસાર સતત ગતિ કર્યા કરે છે Time and tide waits for none અહીંથી દરેક માણસને જવાનુ તો નક્કી છે જ, પણ તેણે કયી દિશામા જવાનુ છે, તે પહેલા નક્કી કરવાનુ છે પોતાનુ અંતિમ ધ્યેય દૃષ્ટિ સમક્ષ રાખીને પ્રવૃત્તિ ને પ્રગતિ કરવાની છે શાળાના દરેક વિષયના ગુણાંક ૧૦૦ નિશ્ચિત છે તે ગુણાંકને વિદ્યાર્થી પોતાની શક્તિ, સગવડતા, બુદ્ધિ તેમ જ સમજણપૂર્વક પોતાનુ વાચન–પોતાનો અભ્યાસ કરે છે તેનુ એક જ

લક્ષ્ય છે કે 'યા હોમ કરીને પડો ફતેહ છે આગે.' જ્યાં ધ્યેય-લક્ષ્ય નિશ્ચિત થયું. ત્યાં પહોંચવાની સરળતા પ્રાપ્ત થાય. કદાચ મુસીબત કે ઝંઝાવાતો આવે તો પણ સામનો કરી શકય તેટલા વધુ ગુણાંક મેળવશે. ઘણા પુણ્યથી પ્રાપ્ત થયેલ દુર્લભ મનુષ્યભવ ફેંકી દેવાનો નથી. આપણે જાણીએ છીએ કે સોનાની કે હીરાની જાહેરાત કરતાં ચા, સિગારેટની વધુ જાહેરાત થાય છે. હંમેશાં મોંઘી વસ્તુ કરતાં હલકી વસ્તુની જાહેરાત વધારે થાય છે.

દરેક વસ્તુને જોવાની ને જાણવાની છે. કલર નાખેલ આઇસ્ક્રીમ આંખને, નાકને, જીભને ગમે છે; પણ ટોન્સીલ્સ-વાળું મન તેની ના પાડશે. પાંચે ઇન્દ્રિયોને હિતાહિતનો વિચાર જ હોતો નથી. સમગ્ર વિચાર મન કરે છે.

સોમાં નવ્વાણું ઇન્દ્રિયો આધીન થઈ ને કામ કરે છે, ફક્ત એક જ મનને પૂછીને કામ કરે છે.

જે પેઢી નોકરો અથવા ઘણાથી ચાલતી હોય છે. ત્યાં કોઈની જવાબદારી હોતી નથી, તેથી ગોટાળો થાય છે: પરંતુ એક વ્યક્તિ સર્વસત્તાધીશ હોય તો તે પોતાની પેઢીને સધ્ધર બનાવે છે, પ્રગતિશીલ બનાવે છે.

દિનપ્રતિદિન નવાં નવાં સાધનો જોઈ ઇન્દ્રિયો વિહ્વળ બને છે, તે સાધન મેળવવા માનવી આકાશ-પાતાળ એક કરે છે, પણ તેનું પરિણામ આપણે જોતાં નથી. આપણે તો આકારમાં જ ગૂંચવાઈ ગયા છીએ.

આ માટે જ્ઞાન અને ભક્તિની જરૂર છે એકલી ભક્તિ કોઈક સમયે લપસાવી નાખે છે, એકલુ જ્ઞાન તારક બનતુ નથી

ભક્તિ અને જ્ઞાનના સમન્વયથી પાચે ઇન્દ્રિયો સર્જનાત્મક બને છે મન કેળવાય છે મન કેળવાય તો વીતરાગતા પ્રગટે છે અને ન કેળવાય તો રાગ–દ્વેષના દ્વન્દ્વ જન્મે છે આપણે પ્રેયસ્‌નો ઢાળ નથી પસદ કરવાનો–શ્રેયસ્‌નો ઢાળ અપનાવવાનો છે છ ખંડનો ત્યાગ કરી આયબિલ કરનારે પોતાના મનને કેવુ અદ્દ્ભુત કેળવ્યુ હશે?

યુવાન સ્ત્રીના શબને જોઈને કામી માણસે કામનો વિચાર કર્યો, ચોરે દાગીનાનો વિચાર કર્યો, શિયાળે માસનો વિચાર કર્યો અને જ્ઞાનીએ વિચાર કર્યો કે 'આ શરીર તો સડી પડી જવાનુ છે, જ્યા સુધી આપણા હાથમા છે, ત્યા સુધી તેના દ્વારા આત્મકલ્યાણ સાધી લેવાનુ છે'

નિર્માલ્ય આહાર પાચે ઇંદ્રિયોને બરબાદ કરે છે માટે સાત્ત્વિક આહારની અગત્યતા પ્રભુએ સમજાવી છે

●

પરિગ્રહથી અંતરની મસ્તી ખલાસ થઈ ગઈ છે. જરૂરિયાત કરતાં વધારે ખાવું કે પહેરવું નહીં. આહાર સ્વાદ માટે નહીં, પણ ક્ષુધાવેદનીય રોગના ઉપશમન માટે ઔષધરૂપે અનાસક્તભાવે આહાર કરવાનો હોય છે. આહાર સાત્ત્વિક ને શુદ્ધ જોઈએ. આહાર સાથે નિદ્રા જરૂર પૂરતી હોવી જોઈએ. બ્રાહ્મમુહૂર્તે ઊઠીને અરિહંતનું સ્મરણ કરવુ. તેથી તે સ્મરણ અતરમાં ઘુંટાઈ જાય છે. વધારે ઊંઘવાથી તંદુરસ્તી બગડે છે ને ખરાબ વિચારો આવે છે.

પશુના આહાર–નિદ્રા શરીરના પોષણ માટે છે. મનુષ્યના આહાર–નિદ્રા આત્માના પોષણ માટે છે. મોક્ષના ધ્યેયને પહોંચવા માટે શરીર ટકાવવાનું છે. પહેલું સુખ તે જાતે નર્યા. દુનિયામાં સૌથી શ્રેષ્ઠ સંપત્તિ તંદુરસ્ત શરીર છે. આહાર તનપોષક અને નિદ્રા મનપોષક હોવી જોઈએ. પણ માનવ ભયની ભૂતાવળથી બેબાકળો બની જીવે છે. ઉપાધ્યાય યશોવિજયજી મહારાજ સાહેબ કહે છે કે, “ભયથી મુક્ત થવા માગતો હોય તો તું તારી ઇન્દ્રિયોને જીતવા માંડ. જ્યારે ઇન્દ્રિયો જીતાશે ત્યારે ભય ચાલ્યો જશે.”

જગતમા ભય તો સાત પ્રકારના છે, પરન્તુ આજે લોકો આત્મ ભય, સમાજ ભય અને રાજ્ય ભયથી ખૂબ ત્રસિત છે જેમ જેમ જ્ઞાન આવશે, તેમ તેમ આત્માનો ભય ચાલ્યો જશે જો ખરાબ તત્વ મગજમા ઘૂસી ગયુ હોય તો તે જ્ઞાનથી દૂર કરવાનુ છે નાના બાળકને ડરાવના નહી, નહીતર તે બીક તેમના મગજમા ઘર ઘાલી જશે ને તે ડરપોક તેમ જ કાયર થશે

ભય સામે આત્માએ અભય બનવાનુ છે આત્મા અભય બન્યો એટલે દુનિયામા કોઈ ભય લાગતો નથી નમુત્થુણુમા જિનેશ્વર પરમાત્માને 'અભયદયાણુ' પદથી સ્તુતિ કરીએ છીએ જીવનને ખેદ વગરનુ બનાવવાનુ છે સારા ને નરસા તત્ત્વો જગતમા રહેવાના જ રામ અને ધોબી પણ મળવાના તેમ જ રામ અને ભરત પણ મળવાના ભરત જેવુ નિષ્પાપી જીવન ગાળી રામને સમર્પિત થઈ જાવ

એક વખત એક ભાઈએ મને વાત કહેલ કે, "અમે બન્ને ભાઈ મુબઈમા શાતિથી જીવન ગાળતા હતા તે વખતે હુ એમ એસ સી (મેટ્રિક)મા ભણતો હતો, અને મોટાભાઈ નોકરીમા થોડુ કમાતા, તેથી એક મહિનો એક વખત જમીને મારા ચોપડાનો ખર્ચો કાઢ્યો

ત્યા મુબઈમા હુલ્લડ થયુ અને હુલ્લડમા મોટા ભાઈને છરો વાગ્યો અને મોટાભાઈ ચાલ્યા ગયા તે

વખતે હું બી. એ. ના છેલ્લા વર્ષમાં હતો. મને મોટાભાઈથી ઓછા પગારે નોકરી મળી ગઈ. એક રવિવારે એક મહાત્માનું વ્યાખ્યાન સાંભળવા ઉપાશ્રયે ગયો. ત્યાં 'રામાયણ' પર મુનિશ્રી બોલતાં ભરતના સ્વાર્થત્યાગ પર જે સમજાવ્યું તેથી મને ભરત બનવાનો વિચાર આવી ગયો, અને રામની ખાતર ભરતે રામની ગેરહાજરીમાં રાજ્ય રામને ચરણે ધર્યું, તેમ મેં પણ ભરતના વિચારો અપનાવી લગ્ન ન કરવાનો વિચાર કર્યો અને મારા મોટાભાઈનાં સંતાનોને ઉછેર્યાં–સારી રીતે ભણાવ્યાં. તેઓ આગળ વધ્યા અને આજે તે સંતાનો પિતાથી પણ અધિક મને પૂજે છે."

આમ દુનિયામાં ખરાબ ને સારાં તત્ત્વો પડેલાં છે. સારાં તત્ત્વોથી જ સમાજ ચાલે છે. અર્પણથી જ સંસાર સુખી બને છે. કોઈ રામ તો કોઈએ ભરત બનવાનું છે.

જગતમાં ભય નથી. અજ્ઞાનતાને લીધે જ આપણે ભય ઉત્પન્ન કરીએ છીએ. ટ્રેનમાં જો આપણા ડબ્બામાં કોઈ જબરજસ્તીથી ઘુસી જાય તો પહેલાં તેની સાથે લડીએ છીએ અને પછી તેની સાથે આપણે મૈત્રી કરીએ છીએ. પહેલાં આપણામાં અજ્ઞાતપણું હતું, પણ પછી જ્ઞાતપણું આવતાં આપણે તેના મિત્ર બની જઈએ છીએ. "સ્વદેશે પૂજ્યતે રાજા, વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે".

જેની પાસે ઘણી સત્તા છે, ઘણી સંપત્તિ છે, ઘણું અભિમાન છે, તેને ભય છે. તેવા ભયવાળાને ગુરખા રાખવા

પડે છે, જે બીજાને માર તેને માર પડે છે, પણ જે બીજાને તારે છે, તેની લોકો સેવા કરે છે

ચડકૌશિક પાસે ન જવા લોકો મહાવીર પરમાત્માને વિનતી કરે છે ભગવાન તો અભય સ્વરૂપ હતા તેમને ક્યાય ભય દેખાતો ન હતો અગારા રૂને બાળી મૂકે છે, પણ પાણીમા પડતા પોતે બુઝાઈ જાય છે કોઈ આગ બને તો આપણે પાણી બનવાનુ છે અધિકાર મેળવવા અ (નહી) ધિકાર (ધિક્કાર) જોઈશે ધિક્કાર કોઈ પ્રત્યે નહી હોય એટલે તમે અભય બનશો અભય તમારા આત્માને પરમાત્મામા મસ્ત બનાવશે



## ચિત્ત

સત્ય પ્રિય વાણી બોલવાથી, દાન-દયાથી, કીર્તિ થી અને મનનો નિગ્રહ કરવાથી, સામાનુ અપમાન ન કરવાથી ને માન આપવાથી તેમ જ ચિત્તને ધર્મમા જોડવાથી પ્રસન્ન રહેવાય છે

## પ્રાયશ્ચિત્ત

વિનીત આત્મા નાના દોષની પણ ઉપેક્ષા કરતો નથી. શુભ્ર, શુદ્ધ વસ્ત્ર પર લાગેલ એક નાનકડો ડાઘ મનને ડોળી નાખે છે, તો સ્વયમેવ શુદ્ધ આત્મા પર દુર્ગુણનો દોષ લાગેલ હોય તો આત્મા વ્યથિત અને વ્યગ્ર ન બને એ કેમ સંભવે ? અર્થાત્ વ્યથિત બને જ. માણસની કિંમત તેના બાહ્ય દેખાવમાં કે પ્રદર્શનમાં નથી, પણ તેના સંસ્કારો પર અવલંબે છે.

સંસ્કાર સંપન્નની પ્રવૃત્તિ શુભદાયી ને સુખદ હોય છે, તે પ્રગતિ શ્રેયસાધક હોય છે. પ્રભુએ માનવતા આપવાનું કાર્ય જીવનભર કર્યું છે. વિનીત માનવી જ્યાં જાય છે, ત્યાં પૂજાય છે. અવિનીત માનવી બધેથી હેરાન થાય છે. વિનીત બનવા માટે સદ્ગુણો જીવનમાં ઉતારવાના છે. સદ્ગુણો આવતાં આપણી ભાવના શુદ્ધ ને સંસ્કારી બનતી જાય છે. આથી નાના બનવાનું છે. નમ્ર માણસ આકારમાંથી અનાકારી બને છે. પ્રભુની વાણી નમ્રતા સદ્-બોધે છે. તેમનાં વચનોનું મનન ને ચિંતન કરવાનું છે. તે વાણી સાંભળ્યા પછી આપણી તુચ્છતા ને અહમ્ ચાલ્યા જાય છે. 'અહમ્' ને 'અર્હં' બનાવવા માટે પ્રભુનું

સાનિધ્ય, પ્રભુનુ પૂજન, ધ્યાન આવશ્યક છે પ્રભુદર્શન કરતી વખતે હૃદયને સરળ બનાવવાનુ છે સરળ હૃદય નિર્ભય હોય છે માળી અબ્રાહમ લિકન ગુલામમાથી આ સદ્ગુણને કારણે પ્રમુખ બન્યો હતો

અબ્રાહમ લિકન માળી તરીકે કામ કરતો હતો, તેના માલિકે દાડમ લાવીને તેનો રસ કાઢીને લાવવા કહ્યુ તે રસ તૂરો લાગતા તેના માલિકે તેને ઠપકો આપ્યો, ત્યારે અબ્રાહમે કહ્યુ "હુ માળીનુ કામ કરુ છુ, દાડમ ચાખવાનુ નહી ' અને માલિક તેની કદર કરી આવા સરળ હૃદયી પ્રગતિ સાધી શકે છે બાળક સરળ છે, માટે સૌને તે ગમે છે વાસળીને કોઈએ પૂછ્યુ ' તુ કૃષ્ણને બહુ કેમ ગમે છે ? '

વાસળીએ જવાબ આપ્યો "હુ પોલી છુ, સરળ છુ, એટલે કૃષ્ણને ગમુ છુ"

જેનુ હૃદય સરળ થયુ, તેને પાપનો ઓછાયો નહી ગમે જરાક ભૂલ થશે કે પ્રાયશ્ચિત્ત લેશે તપશ્ચર્યા કરતા પ્રાયશ્ચિત્તનુ મૂલ્યાકન અનેકગણુ છે પ્રાયશ્ચિત્ત તો સ્વર્ગેથી ઊતરી આવલ પવિત્ર ઝરણુ છે, તેમા ડૂબકી મારવાથી પાપી પણ પુણ્યશાળી બને છે દૃઢપ્રહારીએ ચાર ચાર હત્યા કરી, પણ પ્રાયશ્ચિત્તથી તેને મુક્તિ મળી

પાપ કરીને તેને છુપાવવા કરતા પાપની આલોચના

ખુલ્લા દિલે લેવી એ શ્રેયસ્કર છે. પ્રાયશ્ચિત્ત એ આકરી સાધના છે, તેથી ચિત્તશુદ્ધિ થાય છે. દૃઢપ્રહારીએ જ્યાં ખૂન કર્યાં હતાં, તે ગામની ભાગોળે સાધુ બનીને તન અને મન સ્થિર કરીને ઊભો રહ્યો. ત્યારે લોકો તેની નિંદા કરે છે. તેને પથ્થરો મારે છે, તેના પર થૂંકે છે. પણ દૃઢપ્રહારી તો તેને પ્રાયશ્ચિત્તનું પવિત્ર જળ સમજી, તેમાં ડૂબકી મારતો પોતાનાં પાપોને ધૂએ છે અને પશ્ચાત્તાપથી તેણે તે જ ભવમાં કેવળજ્ઞાન પામી મુક્તિને મેળવી. તેણે મન અને તન પર સંયમ રાખ્યો; અને તે સંયમરૂપી અમૃતે અનેક વિષનો વિનાશ કરી નાખ્યો.

પ્રભુ મહાવીરે પ્રાયશ્ચિતને અગ્રસ્થાન આપેલ છે. "ખામેમિ સવ્વજીવે, સવ્વેજીવા ખમંતુ મે"—આ સુવર્ણ કણિકાએ તો અનેકાનેકનાં કથિર જેવાં જીવન સુવર્ણમય બનાવ્યાં છે. પરંતુ લક્ષ્મણા સાધ્વીએ માયા—કપટથી પ્રાયશ્ચિત્ત કર્યું અને એટલે પાપનું વિષ ન ઊતર્યું. તેથી અનેક ભવમાં ભટકવું પડ્યું. એંશી ચોવીશીનો કાળ ગયો. આવતી ચોવીશીએ મોક્ષ થશે.

મુક્તિ રમણી વરવા માટે આત્માને શુદ્ધ, સરળ બનાવવાનો છે. તે ઉપર બિંદુના અનંતમા ભાગનો ડાઘ પણ ન લાગે તેની પૂરેપૂરી તકેદારી રાખવાની છે. તેવા આત્મા ઉત્તરોત્તર ઉચ્ચ પ્રગતિ કરી, ઉત્તુંગ શિલા—સિદ્ધ શિલાએ પહોંચે તે નિશ્ચિત્ત ને નિર્વિવાદ છે.

## ૪ | આત્મ વિકાસ

આત્માના વિકાસ ને પ્રકાશ માટે ઇન્દ્રિયો ઉપર સયમ અને મનમા સમતાની આવશ્યકતા છે

આત્માનો પિતા શુદ્ધ વિવેક છે તે વિવેકના દુશ્મનો છે મિથ્યાત્વ, સશય, વિપર્યાસ અને અસત્ માન્યતા

સાચાને જૂઠુ અને જૂઠાને સાચુ માનવુ તેનુ નામ મિથ્યાત્વ છે સત્યનો ભ્રમ તે સશય છે શકાને હૃદયમાથી દૂર કરીને સમ્યક્ત્વને પ્રાપ્ત કરવાનુ છે ગ્રહણ કરવા યોગ્ય વસ્તુને મેળવવા માટે ખોટી વાતો, વિકલ્પો દૂર કરવાના છે

આત્માની માતા ધૈર્ય છે મુસીબત ગમે તેવી આવે છતા ધૈર્ય રાખવાથી સારુ પરિણામ પ્રાપ્ત થાય છે પ્રભુ ઋષભદેવ બાર બાર માસથી ઘર ઘર ફરી રહ્યા છે, પણ આહાર મળતો નથી પ્રભુએ ધૈર્યનો ત્યાગ કર્યા વગર ઉપવાસ કરવા માડ્યા, જેને આઠ ભવનો સબધ હતો, તેવા શ્રેયાસકુમારને વૈશાખ સુદિ બીજની રાત્રે સ્વપ્ન આવ્યુ ત્રીજને દિવસે પ્રભુજીના દર્શને જાતિસ્મરણ થયુ અને પ્રભુજીને શેરડીના રસથી પારણુ કરાવ્યુ ત્યારથી વર્ષિતપના પારણા અખાત્રીજને દિવસે થાય છે આ વર્ષિ-

તપ ધૈર્ય અને સમતાનું રસાયણ છે. આથી શરીર બદલાઈ જાય, એટલે કૃશ–દુર્બળ બને છે પણ આત્મા બદલાતો નથી, પરંતુ આત્મગુણોથી વિશેષ તેજસ્વી–ઓપતો બને છે.

એમ પણ કહી શકાય કે આત્માનો શુદ્ધ ઉપયોગ એ પિતા છે અને ધૈર્યતા એ માતા છે. શુદ્ધ ઉપયોગથી શંકા ચાલી જાય છે. આત્માનો બંધુ શિયળ છે અને પત્ની સમતા છે. અને જ્યારે શુદ્ધ વિવેક અને ઉપયોગ, ધૈર્ય, સમતા અને શીલ સંગમ થાય ત્યારે આત્માની મુક્તિ સહજ બને છે. આત્માની દુનિયામાં ધર્મીને જીવન ભર્યું ભર્યું લાગે છે. આવો આત્મા રણમા હોય, કે ઘરમાં હોય, કે વનવગડામાં હોય તોય તેને એકલતાપણું લાગતું નથી. આત્માની એકલતાના ભ્રમને જ્ઞાન દૂર કરે છે. જેનું કોઈ નથી તેનો સાથી ધર્મ છે.

ધર્મની જાણ માટે, જ્ઞાનની પિછાન માટે જ્ઞાનીના સંગની આવશ્યકતા છે. હીરા, ઝવેરાત કે પન્ના કરતાં જ્ઞાનીની કિંમત અનેકગણી વધારે છે. જ્ઞાનીના વચનમાં, વર્તનમાં અને પ્રત્યેક ક્રિયામા જ્ઞાન ભરેલ દેખાય છે. જ્ઞાનીને સાંભળવાથી મન પ્રસન્ન થાય છે. જ્ઞાનીને મળવાથી આનંદ આનંદ છવાઈ રહે છે. જ્ઞાનીનાં વચનો જીવનને પ્રકાશ આપે છે. જ્ઞાનરૂપી જળ જે દિવસે ન મળે, તે દિવસે મન ગૂગળાઈ જાય. તેથી દિવસમાં થોડીવાર પણ પ્રભુની વાણી સાંભળવાની છે, વિચારવાની છે. ધનિકને દુઃખ છે,

ગરીબને પણ દુ ખ છે, જગતમા સુખી હોય તો તે જ્ઞાની છે

જ્ઞાની પોતે તરે છે, બીજાને તારે છે જ્ઞાની જ્ઞાન સાથે ક્રિયા દર્શાવે છે તેઓ જ્ઞાનના દીવામા ક્રિયાનુ તેલ પૂર્યા કરે છે ક્રિયાના તેલ વિના જ્ઞાનદીપક બુઝાઈ જાય છે જ્ઞાનવારિથી હૃદય કોમળ બની જાય છે અને આત્મા ભાવિત થાય છે, માનવજીવનને ઉચ્ચ ને ઉદાત્ત બનાવે છે

જ્ઞાન સાથે ક્રિયાની ખૂબ જ જરૂર છે જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ મળે છે જ્ઞાનની તૃપ્તિ ક્રિયાના આહારથી થાય છે પ્રભુની વાણી ગગાના પ્રવાહ જેવી શુદ્ધ ને પવિત્ર છે સદ્ગુરુના મુખેથી પ્રભુની વાણી સાભળી જીવનમા ઉતારીએ તો આત્મા ઉન્નતિના ઉત્તુગ શિખરને સર કરી શકે છે પ્રભુની વાણી વરસતી હોય ત્યારે જ્ઞાનનુ ટાકુ ભરી લેવાનુ છે, અને ગુરુનો વિયોગ હોય ત્યારે આપણે તે ટાકુ ખોલવાનુ છે, ને આત્મામા પ્રકાશ પાથરવાનો છે



# ✖ | આત્મવિકાસ

કોઈ વસ્તુની કિંમત નક્કી કરવા માટે પહેલાં તે કેવી છે? તે શાને માટે છે? શેમાંથી તે બનેલી છે? વગેરે તપાસવું પડે છે. હીરાની પરખ કરવા માટે ઝવેરીને કુત્તર દિવસ લાગે છે. પછી તે આવડે છે. હીરાની પરખ કરવી તે તો જડની વાત છે.

તેમ જ્ઞાનીઓ કહે છે કે આત્માના સદ્ગુણ કે દુર્ગુણ જાણવા હોય તો પ્રભુનાં વચનને સમજવાં પડશે, જાણવાં પડશે. પાંચ–દશ વર્ષ ધર્મ પાછળ ખર્ચવા પડશે. ડિગ્રીઓ મેળવવા પાછળ ૨૦–૨૫ વર્ષ ગાળી નાખીએ છીએ.

પારો ને સોમલ પકવાથી તે ઔષધ બની જાય છે. પરંતુ જો તે કાચો રહી જાય તો તે ખાવાથી માણસ મરી જાય છે. જો આપણા અંતરમાં ધર્મ ઊતરી જશે તો આપણે હૃષ્ટ–પુષ્ટ બની જઈશું, સુખી ને શાંત બનીશું.

જો શ્રાવકો તત્ત્વાર્થ સૂત્રના જાણકાર હોય તો ગમે તેવા સાધુ પાટ પર આવી શકતા નથી. એટલે સાધુઓને તત્ત્વનો અભ્યાસ કરવો પડે છે, તેઓ ગુરુની આજ્ઞામાં રહે છે અને વ્યાખ્યાન પણ સાવચેતીપૂર્વક આપે છે.

શ્રાવકે દરરોજ નિયમિત ક્રમમા ક્રમ એક ગાથા કરવી જોઈએ અને આમ કરતા શક્ય તેટલા સૂત્રો પૂર્ણ કરવા જોઈએ, આત્મા દ્રવ્યની ચર્ચા કરવી જોઈએ દુનિયાના ગ્રંથોમા તત્ત્વાર્થ સૂત્ર તથા કર્મગ્રથ શ્રેષ્ઠ ગ્રથો છે

દુનિયાના અભ્યાસ માટે ઘણા વર્ષો વાપરી નાખ્યા તો આત્માના અભ્યાસ માટે હવે બાકીના થોડા વર્ષો વાપરવાના છે જ્યા સુધી અતરના ગુણ ન આવે, તેનો વિકાસ ન થાય ત્યા સુધી તત્ત્વનો અભ્યાસ કરવાનો છે આત્મા ગુણી બનશે, ત્યારે તે બીજાના ગુણોની પરખ કરી શક્શે જ્યા સુધી આપણી પાસે દર્શન, જ્ઞાન ને ચારિત્ર ન હોય, ત્યા સુધી આપણે બીજાના દર્શન, જ્ઞાન ને ચારિત્રને જાણી શકતા નથી

જ્ઞાનથી જો વૈરાગ્ય ન આવે તો તે જ્ઞાન નકામુ છે જ્ઞાનસ્ય ફલ વિરતિ ! જ્ઞાનદશા આવતા કામ, ક્રોધ, લોભ, માન અને માયા ઓછા થતા જાય છે અને ક્રમે ક્રમે વૈરાગ્ય પ્રગટ થતો જાય, રાગ-દ્વેષ પણ દૂર થતા જાય છે ક્ષમાથી, શાતિથી, નિર્લોભતાથી જ્ઞાનીના જ્ઞાનને માપી શકાય છે એક જ્ઞાની (ડુંગરશેઠ)ને ચીડવવા માટે એક માણસ ગયો ત્યા જઈ ગમે તેમ બેફામ ગાળો દેવા લાગ્યો, આક્ષેપ કરવા લાગ્યો, કલાકો સુધી આમ કર્યા કર્યું, પણ પેલા ભાઈ તો ઠડા કલેજે પોતાનુ કામ કર્યે જતા હતા જરા શાત થયા ત્યારે તે જ્ઞાનીએ પેલાને ઠડા પાણીનો

ગ્લાસ પીવા આપ્યો. ચીડવનાર તો ઠંડોગાર બની ગયો; પણ છતાંય આવેશ ઊછળી આવ્યો ને પાછો તે ખડખડાટ કરવા લાગ્યો. સાંજ પડી, અંધારું થયું, જ્ઞાનીએ તો ઉપહાર વગેરેથી તેનું સ્વાગત કર્યું. તે ઘરે જવા નીકળ્યો ત્યારે પેલા જ્ઞાનીએ પોતાના પુત્રને દીવો લઈ તેને ઘર સુધી મૂકી આવવા કહ્યું. ક્રોધી તો જ્ઞાનની હિમશીલા પાસે રહી જીવનભર અક્રોધી બની ગયો.

ક્ષમા જેનામાં આવી જાય છે. તે પ્રભુમય બની જાય છે. પ્રભુની સાત હાથની કાયા જોઈને અનાર્ય લોકો ગુસ્સે થયા. તેમને પ્રભુનું જ્ઞાનમય જીવન ન ગમ્યું. પ્રભુ મૌન-પણે કાયોત્સર્ગમાં હોવા છતાં અનાર્ય લોકોએ અનેક ઉપસર્ગો કર્યા. પ્રભુ તો ક્ષમાશ્રમણ હતા. તેમણે તો સમતા-પૂર્વક બધું સહન કર્યું.

ઉત્તમ ઋતુ, ઉત્તમ કપડાં, મકાન, ભોજન હોય પરંતુ મનની શાંતિ ન હોય તો બધું જ કડવું લાગે છે.

પહેલાં સાધનો ન હતાં, જીવન શાંતિમય ને ધર્મ-મય હતું. આત્માનો વિકાસ સારો થતો. આજે સાધનો વધ્યાં છે, જીવન અશાંત અને અધર્મી બન્યું છે, તેમાં આત્મા ગૂમ થઈ ગયેલ છે. માત્ર બે ઘડીની ચિત્તની શાંતિમાં ભરત ચક્રવર્તીએ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. સાધ્યને પામવા માટે સાધનની જરૂર સાથે સમ્યગ્જ્ઞાન પરમ આવશ્યક છે.

આત્મવિકાસ માટે જ્ઞાનની જરૂર છે તે જ્ઞાનપ્રાપ્તિ થાય છે જ્ઞાની પાસે ગુરુ આપણને જે કહે છે, તે મીઠું નથી કહેતા, પણ સત્ય કહે છે આગમ અને અરીસો બન્ને સાચુ બતાવે છે ચહેરાનુ રૂપ અરીસો બતાવે છે, આત્માનુ રૂપ આગમ બતાવે છે આત્માનુ રૂપ જાણ્યા બાદ તે પ્રમાણે તેનો વિકાસ કરવા જિનવાણી અનુસાર યથાશક્તિ પ્રયત્નશીલ રહેવુ એ જ આત્મવિકાસનો સત્ય ઉપાય છે



## રક્ષણ ?

એક રાજાએ પોતાના રક્ષણ માટે ભલ્લૂના વાદરાને રાખ્યો હતો રાજા ઊંઘમા હતો તે દરમ્યાન તેમના મો પર માખી બેઠી હતી ખુલી તલવાર લઈને રક્ષણ કરતા વાદરાએ તલવારનો પ્રહાર માખી ઉપર કર્યો અને રાજાના ધડ, મસ્તક જુદા થઈ ગયા તેવી જ રીતે માનવે માનવીની રક્ષા માટે વિજ્ઞાનરૂપ વાદરાના હાથમા અણુશક્તિની ખુલ્લી તલવાર મૂકી છે



## ૪ | જીવનવિકાસમાં અવરોધક તત્ત્વો

જીવનવિકાસ નમ્રતાથી વિનયથી, જ્ઞાનથી, પ્રેમથી ને રાગ-દ્વેષને શોષહીન બનાવવાથી થાય છે. આ વિકાસને અવરોધનાર કેટલાંક તત્ત્વો છે. જળનળીમાં કચરો ભરાઈ ગયો હોય તો જળપ્રવાહ અટકી પડે છે, તેવી રીતે મનમાં કચરો ભરે તેવાં પાંચેક તત્ત્વો છે; તે તત્ત્વોને દૂર કરવામાં આવે તો જીવનનો વિકાસ ત્વરિત ને શ્રેયસાધક નીવડે છે.

આ બધા માટે પ્રભુની વાણી એકમેવ ઉપાય છે, તેથી અંદરથી પ્રસન્નતા પ્રગટે છે. સ્વર્ગ કે નરક અંતરમાં છે. એટલે અવરોધક પ્રથમ તત્ત્વ છે અહંકાર.

માણસમાં અહંકાર આવે છે, ત્યારે આત્માની કોમળતા ચાલી જાય છે, નમ્રતા દૂર થાય છે, વિનય-વિવેક અદૃશ્ય બને છે. અહંકાર સાથે ધન હોય તો જીવન સળગતી ચિતા બને છે. પિતા-પુત્રને જુદા પાડનાર ધન છે. જગતના ઝઘડાઓમાં વિપુલ ભાગ ભજવનાર ધન છે. પૈસાની જરૂરિયાત પૂરી પાડવા માટે છે, પણ આજે જરૂરિયાત કરતાં વિશેષ ભેગું કરવાની વૃત્તિ જન્મી છે. સુખ માટે અધિક સાધનો ભેગા કરવામાં આવે છે, તેથી જીવનવિકાસમાં સાનુકૂળતાને બદલે પ્રતિક્ષણે અવનવી પ્રતિકૂળતા ઊભી થાય છે.

પ્રતિકૂળતામાથી અમ તોષ, અમ તોષમાથી અહંકારની મહા જ્વાળા અને એ મહાજ્વાળાજીવન વિકાસની સર્વ ભાવનાને ક્ષણમાત્રમા ભસ્મસાત્ કરે છે અહંકારથી અશાતિ જન્મે છે, અશાતિની અમૃતમય દિવ્યજીવન વિષમય બની જાય છે રાવણનુ પતન કરનાર અહંકાર હતો Pride h is a fall

અભિમાન પતનનો રાજમાર્ગ છે

બીજુ તત્ત્વ છે ક્રોધ

કડવા ફળ છે ક્રોધના તે હલાહલ ઝેર છે ક્રોધી પોતે બળે છે—બીજાને બાળે છે, ક્રોધાધ બનેલ માનવી ન કરવાનુ કરી નાખે છે, કહી નાખે છે અભિમાન જો ઊકળતુ પાણી boiling wat r બદબત્તુ હશે તો ક્રોધ તે વરાળ (steam) છે અભિમાન સ્વને ઘાતક નીવડે છે, ક્રોધ સ્વ તથા પરને ઘાતક નીવડે છે,

ત્રીજુ તત્ત્વ છે પ્રમાદ

પ્રમાદ ઊધઈ સમાન છે, જીવનને તે ફોલી કોલીને ખાઈ જશે પ્રમાદ માનવીને પાંગળો બનાવે છે પ્રમાદ (આળસ) એ માનસિક અવસ્થા છે પ્રમાદથી માણસ વ્યસની જેવો બની જાય છે સ્ફૂર્તિ જીવનમાથી અદૃશ્ય થઈ જાય છે, તે અભિશાપ રૂપ છે પ્રમાદ માનવીને પર તત્ર, પરવશ, પોચટ બનાવે છે પ્રમાદી વ્યક્તિ પામર બને છે અને પોતાનુ વ્યક્તિત્વ ગુમાવે છે

ચોથુ તત્ત્વ છે રોગ

રોગ શારીરિક ને માનસિક બે પ્રકારે હોય છે

શારીરિક રોગ કરતાં માનસિક રોગ મહાભયંકર. મન મક્કમ હશે તો શરીર કામ આપવાનું. રોગ કર્માધીન છે. શરીરમાં રોગે ઘર ઘાલ્યું હોય ત્યારે ગમે તેટલી પ્રબળ ઇચ્છા હોય, તોપણ પ્રભુપૂજા, ગુરુ પ્રવચન-શ્રવણ થઈ શકતાં નથી. જાણવા છતાં રોગ તેને નકામો બનાવી મૂકે છે. પ્રભુની વાણી સંભળાવનાર ઉત્તમ સાધુ-ગુરુઓ હોય, પણ જ્યાં લકવો હોય ત્યાં શું થાય? ઘરમાં વિવિધ પકવાન્ન હોય પરંતુ જ્યાં ડાયાબિટિસ હોય ત્યાં શું થાય? ધર્મ આરાધના માટે બધી અનુકૂળતા હોય, પરંતુ રોગગ્રસ્ત શરીર પ્રતિકૂળતા કરે ત્યાં શું થાય? ઇન્દ્રિયો પાસેથી સુંદર કામ લેવાની જિજ્ઞાસા હોય, પણ તેઓ જ રોગથી ખદબદતી હોય ત્યાં શું થાય?

પાંચમું તત્ત્વ છે **આળસ.**

આત્મવિકાસનું મહાન અવરોધક તત્ત્વ આળસ છે. ક્ષણે ક્ષણનો ઉપયોગ કરી લેવાનો છે. મહાવીર પ્રભુએ ગૌતમ સ્વામીને ડગલે ને પગલે કહેલ છે: “હે ગોયમ! સમય માત્રનો પ્રમાદ ન કરીશ.” કોને ખબર છે દેહનું ક્યારે શું થશે? તો જ્યાં સુધી શકયતા ને સ્વસ્થતા છે, ત્યાં સુધી દેહમાંથી આળસ ખંખેરી નાખી તેની પાસેથી ઉત્તમ કાર્ય લેવાનું છે. આળસથી શરીર નઠોર બની જાય છે. મનની શક્તિ કુંઠિત બની જાય છે.

જેને આત્મવિકાસ સાધવો હોય તેણે આ પાંચ મૂળભૂત અસત્ તત્ત્વો છોડવાં જ રહ્યાં.

કોઈ ફેક્ટરી જુઓ, તેમા જે raw materials વાપરવામા આવે છે, તે ખૂબ જ ખરાબ હોય છે જોવા પણ ન ગમે, પરંતુ તેનુ production, અતિ સુંદર હોય છે જોવુ ગમે છે, અને શરીર આતમરામ લિમિટેડ કંપનીના પરિવારનો એક ભાગીદાર છે, તે શરીરને જે material આપવામા આવે છે, તે કેટલુ સુંદર હોય છે? અને તેનુ production! નામ પણ લેવુ ન ગમે તેવુ!

શરીર સંગ્રહ કરવા યોગ્ય નથી તેનો ઉપયોગ કરવાનો છે. રાગથી મુક્ત થઈ જશો તો જીવનનો આનંદ મળશે. રાગયુક્ત જીવન સમાધાન શાંતિ નહિ આપી શકે. જીવનની શાંતિ તો સાધુ-સંતો પાસે મળશે.

આજે આત્મવિજ્ઞાનની વિદ્યાપીઠ નથી, કે જ્યાંથી વિવેકાનંદ કે હેમચંદ્રાચાર્ય પ્રાપ્ત થાય, જ્યાં ચારિત્ર ઘડાય વિવેક, વિનયનુ ઘડતર થાય તેવુ શિક્ષણ જોઈએ.

ડૉ. રાધાકૃષ્ણને એક વાર કહેલ કે, "Not education but character" ચારિત્રનુ નિર્માણ, સદાચાર દેશને ઊંચે લાવી શકશે.

આજે વિદ્યાર્થીઓને કેવુ શિક્ષણ મળે છે? જ્યાં

ચારિત્રનું ઘડતર નથી, સદાચાર નથી, તેવા વિદ્યાર્થીઓ દેશને કેટલા ઉપયોગી થશે ?

૧૫૦ વર્ષ પહેલાં સ્વામી વિવેકાનંદ કે વીરચંદ ગાંધી ચિકાગો સર્વધર્મ પરિષદમાં ગયા હતા. ત્યાં તે વીરસિંહોએ ભારતીય સંસ્કૃતિની સિંહગર્જના સંભળાવી હતી. ત્યાના સુષુપ્ત આત્માને જાગ્રત કર્યા હતા. આજે એવા સત ક્યાં ? એવી ચેતના ક્યાં ?

અમે કલકત્તામા ભણુતા હતા. નાના હતા ત્યારે સાંભળેલ એક વાત છે :

આસુતોષ મુકરજી બંગાળ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર હતા, તે વખતે ગવર્નર લોર્ડ કર્ઝન હતો. તેમણે મુકરજીને કહ્યું : “તમે કેમ્બ્રિજ જઈને ત્યાંનું શિક્ષણ જોઈ આવો અને ભારતીય વિચાર જણાવો.” ભારત બ્રિટિશ–સત્તા નીચે હતું. મુકરજી ઉપકુલપતિ હતા. ત્યારે અગ્રેજ કહે તેમ કરવું પડતુ. છતાં તેમણે કહ્યું : “આનો જવાબ મારી માતાને પૂછીને કાલે આપીશ.”

માતા–પિતા તીર્થસમાન છે. જે માતા–પિતાને વફાદાર છે, તે પરમાત્માને વફાદાર છે.

મુકરજી ઘરે ગયા. વિનયપૂર્વક માતાને નિવેદન કર્યું. ‘વાઇસરોયના કહેવાથી ઇંગ્લેંડ જઉ ? ત્યાંના શિક્ષણની જાણકારી મેળવવાની છે !”

માતા ૮૦ વર્ષના હતા શિક્ષિત નહતા માતાએ જવાની મના કરી, તો બીજે દિવસે રાજીનામાના પત્ર સાથે કર્ઝનને મળ્યા અને કહ્યુ "મારી માતાની નામરજી છે, તેથી નહી જઈ શકુ કદાચ આપ ગુસ્સે થાવ તો આ મારુ રાજીનામુ તૈયાર છે" આ સાભળી વાઈસરોય પ્રસન્ન થયો તેણે ગુરુજીને છાતીએ લગાડયો અને કહ્યુ "આજે મને ભારતનુ દર્શન થયુ ભારતનુ પ્રતીક અહી છે" આ હતો ભારતીય સંસ્કૃતિનો આદર્શ—અહી સંસ્કૃતિનુ ગૌરવ હતુ

અને આજે? આજે વિપરીત વાતાવરણ છે

આટલા સુદર આદર્શ ભારતના છે શ્રેષ્ઠ સસ્કૃતિ છે છતાય ધર્મક્રિયા ફક્ત રવિવાર પૂરતી સીમિત રાખી છે!

લોકો ફરિયાદ કરે છે "મહારાજ, શુ કરીએ? પેટની સમસ્યા મોટી છે તે પૂરી થતી નથી"

તો તે માટે એક જ સમાધાન છે 'આત્માનુ દર્શન કરો ને પેટની માડીને પેટી સુધી સમાધાન થશે.'

આજે દેશની સમસ્યા નથી પણ ભાવિ પેઢી ક્યા જઈ રહી છે? ભયંકર પ્રવાહ તરફ ઘસડાઈ રહી છે સમસ્ત જગતને ચિંતાનો પ્રશ્ન છે સ્કૂલ, કોલેજ, સિનેમા ને હોટેલ—આ ચાર સિવાય બીજી જગ્યા વિદ્યાર્થીજગતને ગમતી નથી ધર્મ તો ઐચ્છિક લાગે છે આ એક રોગ

છે. તેમની સ્થિતિ દયામય છે. શિક્ષણ કેવું હોવું જોઈએ? જ્ઞાનસ્ય ફલમ્ વિરતિઃ । આજે શંકરાચાર્ય, હેમચંદ્રાચાર્યના આદર્શ ક્યાં છે?

જોધપુરમાં અમે હતા ત્યારે પ્રો. ગાંધીએ ત્યાંના શિક્ષણનું એક સેમ્પલ બતાવ્યું. ઇન્સ્પેકટર એક વાર શાળામાં ઇન્સ્પેકશન કરવા ગયા. આઠમા ધોરણમાં ગયા ને ત્યાંના વર્ગશિક્ષકને કહ્યું: "કોઈ હોશિયાર છોકરાને બતાવો." તો એક છોકરો ઊભો થયો ને બોલ્યો, "સાહેબ, જે પૂછવું હો તે પૂછો." તેને પ્રશ્ન પૂછવામાં આવતાં તેણે વ્યવસ્થિત જવાબ આપ્યો. પછી નવમા ધોરણમાં ગયા તો ત્યાંના વર્ગશિક્ષકને સારો છોકરો બતાવવા કહ્યું. તો જે આઠમા ધોરણમાં હતો, તે નવમા ધોરણમાં ઊભો થયો. ઇન્સ્પેકટરે પૂછ્યું: તું આઠમા ધોરણમાં હતો તે અહીં ક્યાંથી?"

છોકરો: "સાહેબ, તેનું આપને શું કામ છે? આપને પૂછવુ હોય તે પૂછો."

પછી તે છોકરાએ કહ્યું: "મારો મિત્ર ગેરહાજર છે, તેને બદલે હું આવ્યો છું."

તો વર્ગશિક્ષકને આની ખબર ન પડી! એકને બદલે બીજો જ વિદ્યાર્થી વર્ગમાં આવે ને હાજરી પુરાવે? તેથી વર્ગશિક્ષકને ધમકાવ્યા. તો તેમણે કહ્યું: "સાહેબ, હુ આજે આવ્યો છું. મારા મિત્ર શિક્ષક મેચ જોવા ગયા છે. તેને

બદલે હું duplicate શિક્ષક તરીકે આવ્યો છું તેથી મને કાંઈ ખબર નથી" તેથી હેડમાસ્તરને કહ્યું "તમને ડીસમીસ કરવામાં આવશે આવી રીતે duplicate શિક્ષક આવે?" તો તેણે કહ્યું "સાહેબ, હું ગરીબ બ્રાહ્મણ છું ડીસમીસ કરશો તો મરી જઈશ મહેરબાની કરો"

તો ઇન્સ્પેકટરે કહ્યું "ડરવાની કાંઈ જરૂર નથી, હું પણ duplicate છું!"

આમ જ્યાં બધું duplicata ચાલતું હોય ત્યાં શિક્ષણનો ઉદ્ધાર ક્યાંથી થાય?

આજે સમસ્યાઓ જીવનની વધી છે તેનું સમાધાન એક જ છે આત્માની ખોજ કરો સ્વયં ને સ્વયં શોધી કાઢે તો આત્મવિકાસ થશે વિકાસ સાથે પ્રકાશ આવશે પ્રકાશ આવતાં પૂર્ણતાનો પથ દેખાશે ને પરમાત્મા પદ પ્રાપ્ત થશે



બાલ્યકાળમાં જે સંસ્કારો મળી જાય છે, તે જીવનભર ટકી રહે છે. જે સમયે જે શુભ ભાવ આવે તે સમયે તે કાર્ય કરી લેવાનું છે. મનુષ્યભવ આપણને મળી ગયો છે. તો આત્મકલ્યાણ કરી લેવાનું છે, રાગ-દ્વેષને ઓછા કરવાના છે. ક્રોધ આવે ત્યારે ક્રોધને તમાચો મારવાનો છે. આપણે આપણી જાતને જોવાની છે, વિચારવાની છે ને આગળ વધવાનું છે. ગુણસાગરનું મન લગ્ન પૂર્વે સંયમમાં લાગી ગયું હતુ. ચોરીમાં આવતાં ગુણસાગરનું મન શુભચિંતનમાં ચઢી જાય છે ને ધીમે ધીમે શુભ અધ્યવસાયથી તેમને કેવળજ્ઞાન થઈ ગયું.

બાલ્યકાળના સંસ્કારો સુવાનીસા ખીલી ઊઠે છે. સુલસાનો આધ્યાત્મિક વિકાસ પ્રકાશ પાથરી રહ્યો હતો. ભગવાન શ્રી મહાવીરદેવે સુલસાને ધર્મલાભ કહેવડાવ્યો હતો. જેને આત્મદર્શન થયું છે, તે જોઈને બીજાને આત્મદર્શન થાય છે. તેથી જ અંબડ શ્રાવકને તારવા માટે સુલસાને અંબડ મારફત ધર્મલાભ કહેવડાવ્યા.

પૈસો, સત્તા, પ્રદર્શન, મોહમાયા કંઈ જ આત્મદર્શીને ખેંચી શકતા નથી, ચમત્કાર એ ધર્મ નથી. ધર્મ કરતાં કરતાં

ચમત્કાર થઈ જાય છે ધર્મ તો મોક્ષ અપાવી શકે છે તો સાંસારિક સુખ અપાવી શકે તેમા કાઈ નવાઈ નથી

અબડ જ્યારે શ્રાવક બન્યો, ત્યારે સુલસાએ તેનુ સ્વાગત કર્યું જ્યારે બ્રહ્માનુ સ્વરૂપ કર્યું, વિષ્ણુ સ્વરૂપ દર્શાવ્યુ, પરતુ સુલભા તે પ્રતિ ન ખેચાઈ આગામી મહાવીર બન્યો અને સુલભા ચલિત ન થઈ, ત્યારે અબડ છેવટે સુલભા પાસે આવ્યો ને સાચુ જ્ઞાન જાણ્યુ સસ્કાર હતા તો સમાધાન થયુ આથી એ જ્ઞાન થાય છે કે આત્મા અમર છે, આત્મા નિત્ય છે આખા જગતનો નાશ થઈ જાય, પણ આત્માનો કદી નાશ થતો નથી શરીર માટીમા મળી જાય છે, આત્મા માટીમા મળી જતો નથી જગતના વિનશ્વર પદાર્થો જ્યારે નહી હોય, ત્યારે પણ આત્મા તો અખડ રહેવાનો જ છે પારાના કટકા કરો તો પણ અતે તો પારો પાછો મળી જ જવાનો છે

ઇંદ્રિયોના સુખો આત્માએ ભોગવેલા છે નરકતિય ચના દુખો પણ આત્માએ ભોગવેલા છે, પણ મન બધુ ભૂલી જાય છે જે આત્માનુ સ્વરૂપ છે, તે આપણે ભૂલી જઈએ છીએ આ જીવે ઘણા સુખો ભોગવ્યા છે રાજાના રાણીના–દેવોના–દેવીઓના સુખો અનતી વાર ભોગવ્યા છતા પણ તૃપ્તિ થઈ નથી–થતી નથી આત્મા તો નિત્ય છે તે મહાકાળ રહેવાનો છે તેની નિત્યતા સમજવા માટે પ્રભુની વાણી સાભળવી જોઈએ. સાભળ્યા પછી શ્રદ્ધા થવી

જોઈએ, પ્રતીતિ થવી જોઈએ, રુચવી જોઈએ અને સ્પર્શ થવો જોઈએ.

આત્મસ્પર્શના થયા પછી દેહનાં સુખ-દુઃખની અસર થતી નથી. આપણે તડકે ચાલીએ તો પગ બળે છે, પણ ખંધકમુનિ કે ગજસુકુમાલનું શું થયું હશે, તે વિચાર જ પ્રકાશ પાથરે છે.

આચરણમાં કદી ઢીલા થવાનું નથી, ઉત્કૃષ્ટ આચરણથી મુક્તિને મેળવવાની છે. જેટલું વધુ દુઃખ સહન થાય, તેટલા કર્મના ભૂક્કા ઊડી જાય. જ્ઞાન બહારથી આવતું નથી. જ્ઞાન-પ્રકાશ તો અંતરાત્મામાં છે. હીરામાં અંદર તેજ પડેલ છે. હીરાને ઘસતા જાવ તેમ તેમ હીરાનું તેજ વધ્યા કરે છે. સોનાને કે મોતીને ઘસવાથી લાઈટ આવે છે. આરસને ઘસવાથી, તેનું લાઈટ બહાર આવે છે, પણ ઈંટને ઘસવાથી માટી ખરતી જાય છે.

પ્રભુની વાણી, ગુરુનો ઉપદેશ, પ્રભુનાં દર્શન-પૂજન આત્માના જ્ઞાનને ઉઘાડે છે, સંસ્કારને શુદ્ધ બનાવે છે, સુષુપ્ત પડેલ સંસ્કારને જાગૃત કરે છે. તેની જાગૃતિ થયાથી જ્ઞાનના પ્રવાહ વહેવા માંડે છે. કેવળજ્ઞાન બહારથી નથી આવતું, પણ તે તો અંતરમાં જ પડેલ છે. ભરત મહારાજા ચક્રવર્તી હોવા છતાં અરીસાભુવનમાં કેવળજ્ઞાન થયું, કારણ કે શરીરને જોતાં જોતાં અજ્ઞાનનો પડદો હઠી ગયો અને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. આમ, જન્મજાત પૂર્વના સંસ્કારો સિદ્ધિ અપાવે છે.

## ૪ | શ્રવણ

પ્રભુવાણીના શ્રવણથી, ચિંતનથી અને ધ્યાનથી આપણામા અનેક સદ્ગુણો પ્રાપ્ત થાય છે શ્રવણ અને ક્રિયાને અળગા કરીએ તો સદ્ગુણો અળગા થાય છે શ્રવણથી સમતા તથા મનની પ્રસન્નતા મળે છે

શ્રવણ કર્યા પછી તેની એકે એક વાત જો આપણા આત્માને સ્પર્શી જાય તો જીવન ધન્ય બની જાય છે એક સાધુને ટ્રેનમા વૈરાગ્ય પ્રાપ્ત થઈ ગયો, કારણ કે સાભળ્યુ કે "ટરમિનલ આવી ગયુ છે, માટે ગાડી ખાલી કરો" આ વાકયથી સાધુને થયુ કે સસારનુ ટરમિનલ આવી ગયુ છે બધુ છોડીને ચાલ્યા જવાનુ છે આ શ્રવણનુ ચિંતન કરતા મનમા વૈરાગ્ય જાગ્યો ને જીવન ધન્ય બની ગયુ રામદાસ સમર્થે ચોરીમા "સાવધાન" શબ્દ સાભળતા મનમા સાવધાન બની ગયા ને સસાર પર વૈરાગ્ય આવ્યો, ને બધુ ત્યજીને ત્યાગ પંથે ચાલી નીકળ્યા

શ્રવણ કરીને સુવાકયોને મૈત્રીની માફક ઘુટયા જ કરવાના છે, તેથી જીવન વૈરાગ્યના વિવિધ રગે રગાશે અને દુખ અને દારુણ્ય અદશ્ય થશે.

પ્રભુનુ દર્શન, પ્રભુવાણીનુ શ્રવણ અને તેનુ મનન

આત્માને ઊર્ધ્વગામી બનાવે છે.

યોગ્ય શ્રવણ અને મનન ન હોય ત્યાં જીવનમાં સંવાદિતતા આવતી નથી. આજે દુઃખ અને દર્દ દેખાય છે, લોકોમાં અશાંતિ દેખાય છે, કારણ કે ધર્મ સાંભળવા મળતો નથી. આપણે બોલીએ છીએ કાંઈ, મનમા વિચાર હોય છે કાંઈ અને વર્તન પણ કાંઈક જુદું હોય છે. આમ સંવાદિતતા ન હોવાથી જીવનમાં શાંતિ મળતી નથી. તે માટે ધર્મ-શ્રવણની જરૂર છે. શ્રવણથી ને તેના મનનથી આત્મા પર ચઢેલ કચરો દૂર થાય છે અને શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે.



## વિવેક

જે આ લોકની જ ઇચ્છા રાખે છે તે ક્રૂર ગણાય છે, જે પર-લોકના સુખની ઇચ્છા રાખે છે તે મજૂર ગણાય છે, અને આત્મામાંથી પરમાત્મા બનવાની ઇચ્છા રાખે છે, તે સાચો શૂરવીર ગણાય છે.



ઇંદ્રિયો ઉપર સંયમ ત્યાં સુખ અને તેનો અસંયમ ત્યાં દુઃખ જીવનમાં સુખી થવું હોય, જીવનને સુખમય બનાવવું હોય તો સંયમનો સાથ, સહકાર, સહયોગ સ્વીકારો. ભૌતિક વસ્તુ પરના રાગને ત્યાગમાં પલટી નાખો શ્રી કૃષ્ણ મહારાજાએ પોતાની રાજકુમારીઓને કહ્યું "તમારે મહારાણી બનવું હોય તો પ્રભુ નેમિનાથના માર્ગે જાવ, અને દાસી બનવું હોય તો રાજમહેલમાં રહો" સંયમમાં સુખ છે સમાગીઓ શ્રીકૃષ્ણજીને વખાણતા હતા શ્રીકૃષ્ણ નેમિનાથજીને વખાણતા હતા ગુણવાન ગુણીને ઓળખે છે

આપણી પાસે ભૌતિકવાદ, પૌદ્ગલિકવાદ અને સાંસારિકવાદ છે, ત્યાં સુધી આત્મિકવાદ આપણી પાસે નહીં આવે જેમ ગુફામાં સિંહ છુપાઈને બેસી રહે છે, તેમ અંતરમાં ઘણા દુર્ગુણો છુપાઈને બેસી રહે છે, અને જ્યારે તે બહાર આવે છે ત્યારે આપણે દુર્ગુણોને પરાધીન બની જઈએ છીએ

ભૌતિક ગુણો કરતા આત્માના ગુણો ઘણા જ ઉત્તમ છે સાધુ દેવલોક જવા માટે ચારિત્ર નથી પાળતા, પણ

મોક્ષે જવા માટે જ ચારિત્ર પાળે છે. જેમ અનાજની સાથે ઘાસ આપોઆપ મળી રહે છે, તેમ મોક્ષની ઇચ્છાવાળાને સંસારસુખ તો એની મેળે જ મળી રહે છે.

ગુરુની અનન્ય સેવા કરવાથી, ગુરુએ કાળધર્મ પામતાં પહેલાં ચેલાએ માગેલ 'પારસમણિ' આપ્યો. ચેલો સંયમના રંગે રંગાયેલો ન હતો તેથી પારસમણિએ તેને અક્કડ બનાવી દીધો અને હાથમાં ભૌતિક પારસમણિ રહ્યો ને આત્માએ પરમ પદનો પારસમણિ ગુમાવ્યો. તે માટે સંયમની સાધનાની આવશ્યકતા છે, તે પ્રકાશના પંથે લઈ જાય છે.

સંપત્તિ આવે સોનું યાદ ન કરવું, પણ સંયમને યાદ કરવો. વિપત્તિ આવે વીતરાગતા સાંભરે. ૧૧ મા ગુણ-ઠાણા સુધી વિષય-કષાય આડે આવે છે, તે અસાવધ આત્માને પટકીને પહેલા ગુણઠાણે સૂકી દે છે. તેમાંય લોભ અને માન સંસારીને તેમ જ સાધુને પરેશાન કરી મૂકે છે. શરીર ક્ષીણ થવા માંડે, અંગ-ઉપાંગ શિથિલ થવા માડે, પણ મોહ, માયા, મમતા, માન, લોભ ઓછાં થતાં નથી. પાંચ મહાવ્રતવાળો જાય, અગિયારમા ગુણઠાણે જાય, તો પણ તેની પાસે લોભ તો હોય જ છે.

આત્માને પ્રકાશ પથે લઈ જવા માટે નિયમ-સંયમની જરૂર છે. પેલા શિષ્ય પાસે પારસમણિ આવ્યો, ને તેનો કેફ તેને ચઢયો. તેમને સન્માર્ગે લાવવા એક સુશ્રાવકે

પોતાને ત્યા પધારવા તે શિષ્યને આમ ત્રણ આપ્યુ શેઠ માઠથી ચેલાજી પધાર્યા, કારણ કે વિટામિન 'એમ' નુ જોર હતુ શેઠ તો ધનવાન હતા તેમણે ચેલા પ્રત્યે અતિ વિનય, વિવેક, ભક્તિ દર્શાવ્યા ચેલો તો આ જોઈ નવાઈ પામ્યો ને અતિ પ્રસન્ન થયો

શેઠ એમ માને છે કે ગુરુની ભક્તિ કરવાથી જ આ ધનસપત્તિ મળ્યા છે, અને ધન હુ ગુરુની સેવા કરવામા જ વાપરુ છુ શેઠની ભક્તિ ને સેવાથી ચેલાને પોતાનો પારસમણિ શેઠને આપવાનુ મન થયુ તેથી શેઠને તે પારસ મણિ આપ્યો પરતુ શેઠે તે પારસમણિ ન લીધો, પરતુ તેમની પાસે રહેલ લોખડનો ચીપિયો લીધો અને પોતાના કપાળમા ફેરવ્યો તો ચીપિયો સોનાનો થઈ ગયો તે શ્રીમતનુ પુણ્ય એટલુ બધુ હતુ કે ફક્ત તેનો સ્પર્શ જ પારસમણિ જેવુ સર્જવા સમર્થ હતો

પ્રકાશ પથે જવા પ્રયાણ કરનાર ચેલો ભૌતિકના અધકારમા અટવાઈ ગયો હતો—હવે તેને ખ્યાલ આવ્યો કે ભૌતિક સપત્તિ સુખ નથી આપી શકતી તેનો ત્યાગ સુખ આપી શકે છે શેઠનુ ધન ઉપરનુ નિર્મમત્વ જોઈ ચેલો નવાઈ પામ્યો હતો શેઠ પાસે પરિગ્રહ-પાર વિનાનો હતો છતા પોતે અનાસક્ત, અલિપ્ત બની રહેતા હતા સયમની કિમત તેમને સમજાઈ હતી ચેલાને મોડે મોડે તેનુ જ્ઞાન

થયું અને પ્રકાશના પંથને પામવા ચેલો ચાલી નીકળ્યો.

ગુણી બનવાનું છે, અપરિગ્રહી બનવાનું છે, સંયમી ને અનાસક્ત બનવાનું છે. ભોગ પ્રતિ રાગ નહીં, પણ ત્યાગ કેળવવાનો છે. તે માટે જ્ઞાની ગુરુઓના મુખે નિયમિત પ્રભુ-વચનો સાંભળવાનાં છે. આથી અજ્ઞાનતાનાં પડળો દૂર થવા લાગે છે. સતત સારી ને સાચી સાધના પછી પુણ્ય-પ્રકાશની આછેરી રેખા પ્રસન્નતા પ્રગટાવે છે અને ધીમે ધીમે આત્મા પ્રકાશને પંથે પ્રયાણ આદરી દે છે.



## વિવેક

જીવનમા ત્રણ ઉદ્દેશ છે: માણસ અંધારી રાતમાં બેટરી લઈને બહાર ફરવા જાય છે, જો બેટરી ન હોય તો બેટરીવાળા સાથે જાય છે અથવા કોઈને પૂછીને જાય છે. તેવી જ રીતે જીવનમાં પણ કાં તો પોતે સાધુ સંત કે જ્ઞાની થઈને ફરવું, તેમ ન થાય તો જ્ઞાનીની સાથે રહેવું; તેમ પણ ન બને તો સંસારમા કેમ જીવવું તે જ્ઞાનીને પૂછીને જીવવું.



# ✱ | પ્રગતિ

જે લોકો જીવનમા આગળ વધવા માગતા હોય તેમણે જીવનને જોવાનુ, તપાસવાનુ અને સુધારવાનુ છે આથી જીવનમાથી પ્રમાદ અજ્ઞાનતા, જડતા ને શિથિલતા અદૃશ્ય બને છે "કહેવા કરતા કરવુ ભલુ" જગતને કહેવાને બદલે, જગતને દોરવાને બદલે, ઉપદેશ આપવાને બદલે તે બધુ પોતાના જીવનમા ઉતારવાનુ, આત્મસાત્ કરવાનુ તે જોઈને લોકોને તેવા થવાની તમન્ના જાગશે અને વિના ઉપદેશે લોકો કલ્યાણમય માર્ગે વળી આવશે Example is better than precept પ્રગતિ માટે આચારની જરૂર છે, પ્રચારની જરૂર નથી ખાવુ, પીવુ અને સુખેથી જીવન પસાર કરવામા જીવનની મહત્તા નથી, પરતુ "મારે સિદ્ધ થવુ છે, પ્રભુ! મારે તારા જેવુ થવુ છે" આવી તમન્ના ક્ષણે ક્ષણે જાગવી જોઈએ. મહત્તાની આશા રાખવાની છે, મહત્ત્વાકાંક્ષી બનવાનુ નથી આપણને [illegible] પ્રસિદ્ધ થવુ ગમે છે, પણ બીજો [illegible] ફલાવુ માટે તે આપણને ગમતુ નથી આ વિચાર પ્રગતિ કરાવતો નથી, પણ અવગતિ તરફ ધકેલે છે

આપણે પૂર્ણ બનવાનુ છે, બીજાને પૂર્ણ બનાવવાના

છે. આપણી સાથે બધાને મોક્ષગામી બનાવવાના છે. પ્રાપ્ત થયેલ શક્તિને પ્રગતિ પંથે વિકસાવી અન્યના આત્માને વિકસિત કરવાના છે ને પ્રગતિમય બનાવવા છે. 'સવિ જીવ કરું શાસનરસિ'ની ભાવનાને જીવી બતાવવાની છે. તેથી મન ઉચ્ચ ભૂમિકાએ પહોંચશે, ઉદારતા સભર બનશે અને સંકુચિતતા શૂન્યમાં પરિણમશે.

મમત્વમાં કોઈ ભાગ પડાવે તે આપણને ગમતુ નથી. ભૌતિક વસ્તુઓ દુઃખમય છે, પણ પારમાર્થિકતામાં સુખ છે. એ દૃષ્ટિ જીવનને આધ્યાત્મિક બનાવે છે. તેથી પ્રગતિમાં પ્રાણ પુરાશે.

યાદ કરો શાલિભદ્રના પૂર્વભવને. ગરીબ માતાએ માગી લાવેલ વસ્તુની ખીર બનાવી, લાડકા દીકરાને ખાવા માટે ગરમ ખીર થાળીમાં ઠારવા મૂકી. માતા પાણી ભરવા ગઈ. ભૂખ્યા ડાંસ થયેલ બાળકને થયું કે 'કોઈ અતિથિ આવે ને આ ખીરમાં ભાગ આપું.' પહેલાં અતિથિને આપવાનો વિચાર આવે છે ને પછી ખાવાનો વિચાર આવે છે. ભાવના ઉત્કટ હતી. અતિથિ પધાર્યા—આનંદની અવધિ ન રહેતાં બધીય ખીર વહોરાવી દીધી. આ શુદ્ધ ભાવનાએ અઢળક સંપત્તિના માલિક શાલિભદ્ર બનાવ્યા. યોગ્ય ભૂમિમાં બીજ વાવવામાં આવે તો એકમાંથી અનેક બીજ ઊગી નીકળે છે. સાધુ મહારાજના ધર્મ–ઉપદેશથી ભૂખ્યા ગરીબ

બાળકના દિલમા ભાવનાની ઉત્કટતાએ પુણ્યનુ ભાથુ બાંધ્યુ અને અઢળક સપત્તિનો તે માલિક બન્યો દાન–શીલ–તપ અને ભાવથી પુણ્ય પ્રાપ્તિ થાય છે

પ્રગતિ સાધવા માટે વાચન, વિચાર ને અનુભવ આવશ્યક છે આ માટે વિષય–કષાય ને મોહ–મમતા ત્યાગવાના છે તે ધ્યાન સાથે જ્ઞાન, મનન, ચિતનની જરૂર છે આ બધા ગુરુવાણીનુ શ્રવણ હિતકારી છે

જે કાળે જે થવાનુ છે, તે થવાનુ જ છે, પણ ધર્મધ્યાનથી અતરનુ સુખ મળે છે, આર્ત્તધ્યાનથી દુ ખ મળે છે આતરિક અનુભવ આત્માને અનન્ય આનદ આપે છે તેથી આત્મા પ્રસન્ન ને પ્રફુલ્લિત બને છે અને વિકાસ પથે વળી પ્રગતિના પ્રવાહમા વિહાર કરે છે આત્મા જ્યા પ્રગતિ પથે વળ્યો કે પ્રકાશના પૂજ પલ્લવિત બનવાના અને પથ સરળ–સહજ બનવાનો તેથી પ્રગતિ સાધી શકાય છે પ્રકાશ પામી શકાય છે



## ✖ | સમસ્યા અને સમાધાન

અનંત ઉપકારી અનંત જ્ઞાની જિનેશ્વર પરમાત્માના પોતાના પ્રવચનમાં અનંત કરુણા સાથે એકે એક શબ્દમાં જગતના જીવોનું અનંત દુઃખ–દર્દ છુપાયેલ છે. તેમાં વેદના છે.

અનંત કરુણા–સભર શ્રી જિનેશ્વર પરમાત્માએ એકાન્તે જગતને ઉગારવા માટે દેશના (પ્રવચન)માં એક અતિમૌલિક પ્રોસેસ–process (પ્રક્રિયા) દર્શાવી છે. વિશ્વવર્તી સમગ્ર જીવાત્મા પરમાત્મા બને તેવો પરમ કારુણ્ય (વાત્સલ્ય) ભાવ હતો, ભવ ભ્રમણાથી મુક્તિ મેળવવાની તાલાવેલી જોઈએ. પરમાત્મા બનવાની આંતરિક તત્પરતા હશે, તો પરમાત્મ પદ પ્રાપ્ત થશે.

પરમાત્માએ જાગૃતિનું સૂત્ર આપેલ છે. એકે એક શબ્દ સુષુપ્ત આત્માને જાગ્રત કરવા માટે જળ સમાન છે. એ જળસિંચનથી આત્મા જાગ્રત બની જાય, વ્યક્તિ નિર્વેદ-મય બની જાય અને સ્વય સ્વરૂપ પ્રાપ્ત કરી શકે.

પરમાત્માએ જીવનનો પરિચય મૃત્યુના માધ્યમ દ્વારા આપેલ છે. જીવન એક સમસ્યા છે. પરમાત્માએ અંતિમ દેશના વખતે કહ્યુ : 'હે ગૌતમ, સમયનો પ્રમાદ ન કર.'

ગૌતમના માધ્યમ દ્વારા સર્વ આત્માને જાગ્રત કર્યા સમયનો પ્રમાદ જીવનને માટે ઘાતક બની જાય છે પ્રમાદ-મૃત્યુ પર પ્રહાર કર્યો શબ્દોની સાધના સ્વય પ્રકાશિત બને તે માટે જીવનનો પરિચય આપ્યો હાલનુ જીવન તે સાચુ જીવન નથી, પરતુ જ્વાળામય છે life of man is the field of battle જીવન એટલે સતત સઘર્ષ ત્યા સમસ્યાનુ સમાધાન નહી મળે સ્વયને સ્વયમા ખોજ કરવાની છે તે સ્વય પ્રાપ્ત નહી થાય તો solution શુ છે ?

ચિત્તના સમાધાનથી સમાધાન થશે

જગતની આરાધના-સાધના ચિત્તની સ્વસ્થતા-સમાધાનમાથી પ્રાપ્ત થશે સ્વય આત્માનો પરિચય-સ્વયનુ મૂલ્યાકન કરવાનુ છે આ પરિસ્થિતિમા જીવન અગે, ત્યાગ અગે, જગત અગે વિચારવાનુ છે ત્યાગની ભૂમિકા-સમર્પણની ભૂમિકામા લઈ જવા માટે પ્રવચન છે પરતુ અહી તો યાચના છે, દરિદ્રતા છે જે દારિદ્ર છે, તે સ્વય માલિક નથી

જીવનની દરિદ્રતા એ મહાન સમસ્યા છે

જીવન માગવા માટે નથી અર્પણ કરવા માટે છે અજ્ઞાનના અધકારમા ભમવા માટે જીવન નથી, સમ્યગ્ દર્શનની પ્રકાશ મેળવવા માટે છે જીવનનો અર્થ સમજાઈ જાય તો મૂછા ચાલી જાય

કેટલાક લોકો કહેતા આવે છે : "મહારાજ ! આટ-આટલી આરાધના કરવા છતાં ચિત્ત સમાધાનમાં રહેતું નથી. નવકારવાળી ગણતાં ચિત્તની એકાગ્રતા થતી નથી."

ચિત્તની અસ્વસ્થતા એ એક રોગ છે, આરાધનાનો વિકાર છે. આ અંગે લોકોમાં જાણકારી નથી. હંમેશ સમ-ર્પણમાં આનંદ છે. આ human psychology છે.

કોઈ એમ કહેતા નથી કે 'મહારાજ, નોટો ગણતાં મન ભટકે છે,' પણ એમ કહે છે કે 'નવકાર ગણતાં મન ભટકે છે.' આ વિકાર છે. તેથી શુદ્ધ આત્મા થતો નથી ને તેથી પરમાત્મા પ્રાપ્તિ થતી નથી. ચિંતનના ઊંડાણમાં જવાથી વીતરાગતા સહજ પ્રાપ્ત થાય છે. તે માટે ભૂતકાળના અંધકારમાં ભટકવાનું નથી કે ભવિષ્યની કલ્પનામાં રાચવાનું નથી, પણ વર્તમાનમાં તરવાનું છે.

આ સંસારના માધ્યમ દ્વારા સર્જન કરવાનું છે.

જીવન આત્માના સર્જન માટે છે, જીવન વિસર્જન માટે નથી. જીવન મૌલિક મૂલ્યવાન તત્ત્વોને પ્રાપ્ત કરવા માટે છે. પૂર્વભવના સંસ્કાર દ્વારા આજે સંસારમાં જ્ઞાન પ્રાપ્ત થાય છે. તે કોઈ યુનિવર્સિટીમાં પ્રાપ્ત નહીં થાય.

ભગવાન મહાવીરે આત્માનું વિજ્ઞાન બતાવેલ છે. જગતમાં કોઈ તે બતાવી શકેલ નથી. જગતનું વિજ્ઞાન સર્વવિનાશની ભૂમિકા પર રચાયેલ છે, ત્યારે આત્માનું

વિનાન વિકાસ-સર્વ કલ્યાણની ભૂમિકા પર રચાયેલ છે જગતનુ વિનાન વિકૃત બનાવે છે, તેને મન્ડાગી બનાવવા પરમાત્માએ સમપણની ભૂમિકા બતાવી છે તેમના શબ્દોમા દુખ છે, દર્દ છે, કરુણાથી ભરેલ છે પરમ પદનો ભોક્તા બનવાનો માર્ગ પરમાત્માએ દશાવેલ છે

જગતમા કોઈ ને કોઈ પ્રકારે સગ્રહ કરવામા આવે છે પરમાત્માએ સગ્રહને બદલે સમર્પણની ભાવના બનાવી

સમર્પણ વિરુદ્ધ સગ્રહનો સઘર્ષ છે

શરીર છોડવાનુ છે, જગત છોડવાનુ છે, સગ્રહ છોડવાનો છે, સસાર છોડવાનો છે, આ બધુ સમજીને અમે પહેલેથી સસાર છોડયો છે, ને સાધનામા આગળ જઈએ છીએ જ્યા ત્યાગની ભૂમિકા છે, ત્યા વિવેક પ્રાપ્ત થાય છે જગત અપૂર્ણ છે ત્યા પૂર્ણતા લાવવા ત્યાગની જરૂર છે, તૃપ્તિની જરૂર છે વર્તમાન જગતમા અપૂર્ણતા છે, તેવી ત્યા દરિદ્રતા છે, ત્યા ભીખ છે તે જીવનને પૂર્ણ બનાવવા માટે સતોષની જરૂર છે સતોષ વગર ભૂખ નથી મટે જ્યા સમર્પણ નથી, ત્યાગ નથી, ધ્યેય નથી, ત્યા જય કેમ પ્રાપ્ત થાય ? જીવનનો પરિચય મૃત્યુના માધ્યમ દ્વારા હોય છે જીવનની હરપળ મૃત્યુ તરફ જઈ રહેલ છે માનવતા જાગ્રત કરી ધ્યાનપૂર્વક પરિચય પ્રાપ્ત કરો જય આત્મનુ નિર્માણ કરો

સંપત્તિ, સત્તા ચાલ્યા જશે. કાલ જોઈને આજનો વિચાર કરો. મૃત્યુ જોઈ સાવધાન થાવ.

તમારે ત્યાં ગાર્ડ હશે, સિક્યુરિટી ગાર્ડ હશે, પહેરેદાર હશે, પુણ્યથી પ્રાપ્ત થયેલ પરિવાર હશે, પણ મોત આવશે તો કોઈ પહેરેગીર તેને રોકી શકશે નહીં.

એડવોકેટ જનરલ કોર્ટમાંથી સ્ટે-ઓર્ડર લાવી શકશે નહી, કોઈ પ્રથમ કક્ષાનો ફિઝિશિયન હશે તો તેની ગોળીથી મૃત્યુ ક્ષણવાર થોભશે નહીં.

જીવન સર્વસ્વ છતાં જીવન પ્રાપ્ત નથી કરી શકાતું. જીવનમાં એટલું બધુ દિલ-દિમાગમાં ભર્યું છે કે ત્યાં બીજું કાંઈ ભરી શકાતું નથી.

સ્વયં જ સ્વયને પ્રાપ્ત કરવા મનોકામના સેવતા નથી.

કોઈ મકાનમાં બધી વસ્તુઓ ભરી દો, ગોડાઉન બનાવી દો. કોઈ કહે : 'આ ચીજ રાખો.' તમે કહેશો : 'એટલું બધું ભર્યું છે, કે લેશમાત્ર અવકાશ નથી.' તેમ તમારા દિલ-દિમાગમાં એટલું બધુ ભર્યું છે કે પ્રવચન દ્વારા કાંઈ Supply કરું તો તે માટે અવકાશ નથી- Vacancy નથી.

આખા જગતનો વિચાર કરનાર સ્વયંનો વિચાર કરતો નથી.

સંસાર સમસ્યા છે. તેનું સમાધાન પ્રાપ્ત કરવા પ્રયત્ન નથી. સંસાર ત્યાં સમસ્યા. ત્યાં સ્વસ્થતા હશે તો સમાધાન

પ્રાપ્ત થશે-સમાધિ મળશે

તમે કેટલીક બાબતો અમોને પાછી આપો છો મહારાજ કહે 'સંસાર અસાર છે જીવ કર્મવશ છે કર્મ પ્રમાણે જીવ સંસારનું પરિભ્રમણ કરે છે' સાધુ તો આચારનો માર્ગ બતાવે છે જીવનમાં જાગૃતિ આવે તે માટે પ્રવચન આપે છે ત્યારે તમો શો જવાબ આપો છો? 'સાહેબ, શું કરીએ, મોહનીય કર્મનો ઉદય છે કર્મવશ બધું કરવું-ભોગવવું પડે છે આપ રહ્યા સાધુ-અમે તો સંસારી પાપ કરવા પડે છે' એટલે આનો અર્થ એ થયો કે સાધુ ધર્મ કરવા માટે છે ને સંસારી પાપ કરવા માટે છે!

સાધુ જીવનનો ધર્મ ને મર્મ સમજાવે છે શ્રાવકે પરોપકારી બનવું જોઈએ, ઉદારતા દાખવવી જોઈએ ઉદારતા દ્વારા કલ્યાણ કરવું જોઈએ

વીતરાગની વાણી-વીતરાગની દ્રષ્ટિને જોઈ નહી, સંસારની દૃષ્ટિએ જીવન જોયું

તાર જ્યારે બધું છોડવાનું છે-અપમાન સહન કરીને રાજીનામું-ત્યાગપત્ર આપવું પડે, તેના કરતા સમજીને આગળથી ત્યાગી દેવું ઉત્તમ છે

સાધુ-સંતો સંસારને સમજીને આગળ સંસારમાંથી બહાર નીકળી ગયા

જીવ અને જગતનો પરિચય કરશો તો જણાશે કે મૂર્છાનો ત્યાગ નથી, મમત્વ ભયંકર છે. મમત્વ અનેક સમસ્યા ઊભી કરે છે.

વ્યક્તિએ ભૂતકાળની ભ્રમણા સેવવાની નથી, ભવિષ્યકાળની કલ્પનામાં રાચવાનું નથી. વર્તમાનને સમજવાનો છે. સંસાર છોડવાનો છે, શરીર છોડવાનું છે. મમત્વ ને મૂર્છા જાય તો સમર્પણની ભૂમિકા આવી જાય.

●

## હૃદય

શ્રદ્ધાના પ્રશ્નનો જ્ઞાન ઉત્તર આપે છે કે, આપણા જ સિદ્ધાંતોનો સૌથી મોટો પ્રચારક હોય તો તે હૃદય છે. જીવનમાં સૌથી સરળ ને શ્રેષ્ઠ પુસ્તક તે સંસાર છે. સૌથી વધુ વિશ્વાસુ મિત્ર ભગવાન અને સૌથી મોટું જો કોઈ દુઃખ હોય તો તે પ્રાપ્તિમાં અસંતોષ છે.

●

વિપુલ શક્તિ ઉત્પન્ન થાય છે, ને ચૈતન્ય પ્રકાશ તરફ પગરણ માંડે છે. બંદૂકની શક્તિ કરતાં વીર્યવાન આત્મામાં શક્તિ વધારે છે, તેથી જ ગાંધીજીએ સત્ય–અહિંસાથી અનેક ભૌતિક શક્તિવાળા સામે જીત મેળવી. બળવાન રાવણનો સામનો એક કોમલાંગી સીતા કરી શકી. રાખની ઢગલીઓ જેવી અનેક સ્ત્રીઓ કરતાં એક તણખા જેવી સંયમી સતી સ્ત્રી ચઢિયાતી છે.

જ્યાં સહિષ્ણુતા છે, જ્યાં સંયમ છે, ત્યાં જીવન સંવાદિત છે. ત્યાં એકાગ્રતા ને આનંદનું સર્જન છે. સર્જન એ જ માનવજીવનની સફળતા છે. જીવનને ઉત્કૃષ્ટ બનાવવા માટે સતત જાગ્રત રહેવાનું છે. એક નાનામાં નાનું છિદ્ર નાવને ડુબાડી દે છે, એક નાનામાં નાનો તણખો ગંજીના ગોડાઉનને ભસ્મ કરી નાખે છે. એક નાનામાં નાની ભૂલ માનવને વિરાટમાંથી વામન બનાવી મૂકે છે.

જે માણસો સહન કરીને મોટા થયા તેમને યાદ કરવાના છે. સુદર્શન શેઠે સહન કર્યું, તો આજે પ્રાતઃસ્મરણીય બની ગયા. 'ભરહેસર'ની સજ્ઝાય યાદ કરો. એ બધા આત્માએ અકલ્પ્ય સહનશીલતા કેળવી હતી. તેમના સંયમની સુવાસ આજ સુધી રહી છે. પ્રભુ મહાવીરદેવે ઉપસર્ગો શાંતિપૂર્વક સહ્યા ને આજે અનેક હૃદયમાં સ્થાન પામી રહ્યા. આમની પાસે જ્ઞાન દશા હતી. હસતાં હસતાં

હુ એને સહન કરીને કર્મની નિર્જરા કરી જીવનને શુદ્ધ બનાવ્યુ, આત્માનો વિકાસ સાધ્યો આ માટે જીવનને પ્રભુના ચરણમા સમર્પિત કરવાનુ છે ને કહેવાનુ છે કે, "ભવોભવ તુમ ચરણોની સેવા, હુ તો માગુ છુ દેવાધિદેવા"

સયમ કેળવવા માટે શુભ ને શુદ્ધ આલબન જોઈએ આવુ આલબન નવપદ–સિદ્ધચક્ર છે–આથી મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થભાવ ઉત્પન્ન થાય છે પૃથ્વી સહન કરે છે, તેથી તે ફળદ્રુપ બની અનેક સુદર પાક ઉત્પન્ન કરે છે માતા સહિષ્ણુતાની મૂર્તિ છે, માટે તે પૂજનીય છે જે સહે છે, તે રહે છે પથ્થર સહન કરે છે ને તે પ્રતિમા બની પૂજનીય બને છે ખેડૂત સહન કરે છે ને તે જગતનો તાત કહેવાય છે નદીના પાણી સયમરૂપી કાઠા વચ્ચે વહે છે, તો તે અનેકને જીવન અર્પે છે, અનેક પર ઉપકાર કરે છે સાધુ સહન કરે છે ને પૂજનીય બને છે

જ્યા સહિષ્ણુતા ને સયમ છે, ત્યા જીવન ઊર્ધ્વગામી બને છે, આત્માનો વિકાસ થાય છે અને અનેકનો ઉપકારી બની શકે છે પ્રભુની ઓળખ–તેની સમજણ માનવમા અનેકવિધ સદ્‌ગુણો વિકસાવે છે માનવ પોતાને સમજી, આવેલ દુખો તે કર્મોનો પરિપાક છે, તેમ માની તે શાન્તિથી સહન કરે છે તેવી તેનો વિનાશ થતો જાય છે

આમ સહિષ્ણુતા ને સયમ જીવનરથના બે પૈડા છે, જેથી જીવન ઉચ્ચ પરમ પદ સરળતાપૂર્વક પહોચી શકે છે

## ✖ | સહિષ્ણુ મૂર્તિ

સરોવર કિનારે પક્ષીયુગલને જોતાં પવનંજયને અંજના પ્રત્યે કરેલ અન્યાય સમજાય છે. પોતાની ભૂલ લાગે છે. તેથી રાત્રે યુદ્ધમેદાનમાંથી ઘેર આવે છે ને સવાર પડતાં પહેલાં તે ચાલ્યો જાય છે. જતા જતા તેણે પોતાની મુદ્રિકા અંજનાને આપી. ઘરમાં કોઈને પવનંજય આવ્યાની ખબર ન પડી. વખત જતાં અંજનાના સગર્ભાના ચિહ્ન પ્રગટ થયાં. સાસુને તેના ચારિત્ર અંગે શંકા પડી—તેમને થયું અંજનાના દોષથી જ પવનંજય ૨૨ વર્ષથી બોલાવતો નથી.

આ રીતે અંજનાને કલંકિની માનીને તેને પિયર ધકેલે છે. ગામલોકો તેના પ્રતિ તિરસ્કાર વરસાવે છે. તે થાકીને, હારીને પિતાને ત્યાં જાય છે. ત્યા પણ તે જ હાલ! માતાપિતા અંજનાને સંઘરવા તૈયાર નથી. ભાઈ કહે છે કે, "એક આંગળીએ સાપ કરડયો હોય તો આપણે તે આગળી કાપી નથી નાખતા?"—પણ માબાપ તે સાંભળવા—સમજવા તૈયાર નથી. તેમણે કહ્યુ . 'અંજના આપણી છે, પણ કલંકિતા બન્યા પછી આપણા ઘરમાં તે ન જોઈએ.'

અંજના ભાગ્યમાં માનતી હોવાથી ભાગ્ય સામે લડે છે અને જંગલમાં ચાલી જાય છે. માણસ ઉપવાસ કરી શકે

છે, પણ અપમાન સહન કરી શકતો નથી

જંગલમા ફળફૂલ ખાઈને તે જીવન ગુજારે છે ત્યા એક દિવસ વિશ્રાચરણ મુનિના દર્શન થાય છે મુનિ તેને ધર્મલાભ આશીર્વાદ આપે છે, અને મુનિને પોતાના કર્મ વિષે પૂછે છે મુનિ ચાર જ્ઞાનના જ્ઞાતા છે દીકરીની માફક અંજના ગુરુની આગળ પોતાનુ હૈયુ ખોલે છે

ભયંકર રોગવાળાને સ્પેશિયાલિસ્ટ ડોક્ટરની જરૂર પડે છે, તેમ કષાયવાળાને અને વ્યસનીને ગુરુની ખૂબ જ જરૂર પડે છે

અંજના દુખી ખૂબ થઈ છે, અને તે હૃદય ખોલીને પોતાના દુખની વાત ગુરુને કહે છે તથા કહે છે 'દુનિયામા મારુ કોઈ નથી'

ગુરુ 'એવુ બોલો નહી, આ હરણા, સસલા, પશુ-પક્ષીઓનુ અહી કોણ છે? આપણે એકલા આવ્યા, એકલા જવાના છીએ આત્મા એકલો છે, માટે, તમો ચિંતા ન કરો તેમજ તારા બધા દુખોને દૂર કરનાર પુત્ર તને જન્મશે'

સત્યનો સૂર્ય કદી આથમતો નથી, પણ થોડુ દુખ આવતા આપણે આપણુ સત્ત્વ ગુમાવી બેસીએ છીએ

ગુરુ કહે છે 'તમારો પુત્ર પાંચ ભવથી આરાધના કરતો કરતો આવે છે અને આ જ ભવે મોક્ષે જનારો છે'

આથી અંજનાને ઘણો સંતોષ થયો. ત્યાર પછી તેણે પોતાના દુઃખનુ કારણ પૂછ્યું, ત્યારે ગુરુએ કહ્યું : 'અશુભ કર્મોને લીધે જ તમારે દુઃખ સહન કરવું પડ્યું.'

અંજના : 'એ કેવી રીતે?'

ગુરુ : સાંભળ, પૂર્વે કનકરાય રાજાને લક્ષ્મીવતી અને કનકોદરી બે રાણી હતી, લક્ષ્મીવતી અતિ સુંદર હોવાથી કનકોદરી તેની ઈર્ષ્યા કરે છે. 'રાજા લક્ષ્મીવતીને વધુ ચાહે છે.' એમ તેના મનમાં થયા કરતું. તેથી તે લક્ષ્મીવતીને હેરાન કરવા ડગલે ને પગલે પ્રયત્ન કરે છે.

પ્રભુની સેવા અને પતિની સેવા—એ જ લક્ષ્મીવતીના મુખ્ય આદર્શો હતા. ભગવાનની ભક્તિ ભાવપૂર્વક કરતી. ભગવાન વિના તે ક્ષણભર રહી શકતી નથી. તેને હેરાન કરવા કનકોદરી ભગવાનને ઉકરડામાં સંતાડી દે છે. તે ભગવાન ૨૨ ઘડી ઉકરડામાં રહે છે.

પછી ગુરુ કહે છે : 'હે અંજના! તે કનકોદરીનો જીવ જ તુ છે અને તેં પ્રભુની પ્રતિમાનો વિયોગ લક્ષ્મીવતીને ૨૨ ઘડી સુધી કરાવ્યો, તેથી આ ભવમાં તમને તમારા પતિનો ૨૨ વર્ષનો વિયોગ થયો. હવે તેનો અંત આવી રહ્યો છે, માટે દુઃખને આપનાર પોતાનાં જ કર્મો છે.'

અંજનાએ પોતાના દુઃખમાં હિંમત રાખી. નવ માસ પૂર્ણ થતાં નદી કિનારે વૃક્ષ નીચે બાળકનો જન્મ થયો. આ બાળક ચરમશરીરી અને મોક્ષે જનાર આત્મા હતો.

આવા નિર્જન જગલમા અજના તેનો જન્મ મહોત્સવ કેવી રીતે ઉજવી શકે ? તેથી તે નિરાશ થાય છે ને રડે છે

તે રડતી હતી ત્યારે પ્રતિસૂર્ય ત્યાથી પોતાના વિમાનમા પસાર થાય છે, સ્ત્રીના રડવાનો અવાજ સાભળી નીચે આવ્યા અજનાને મળ્યા અને વાતચીતમા જણાયુ કે અજનાના તે મામા હતા તે પોતાના વિમાનમા બધાને લઈ જાય છે વિમાનમા તોરણો ઘણા હોવાથી બાળક કૂદા કૂદ કરતા વિમાનમાથી પડી જાય છે, પણ જીવતુ રહે છે, ૨૨ વર્ષના સયમ પછીનુ આ બાળક હતુ જેવી છીપ તેવુ મોતી હોય છે, તેજસ્વી માતા સમાન તેજસ્વી બાળક છે

આ બાજુ પવનજય યુદ્ધમાથી ઘરે આવે છે, એટલે અજનાને મળના તેના મહેલમા જાય છે ત્યા અજના ન હોવાથી મા પાસે જાય છે 'અજના ક્યા?' એમ પૂછે છે એટલે માને આશ્ચર્ય થાય છે પવનજયને અજનાની અવગણનાની ખબર પડે છે તેની શોધમા જીવન ખર્ચી નાખે છે અને મુસીબતના ઢગ ઓળગ્યા પછી અજના મળે છે અને છેલ્લે જીવનને સયમ માર્ગે વાળે છે



ભાઈને મારી નાખ્યો !

નવપ્રસૂતા મદનરેખા મહાસતીજી નવજાતશિશુને વૃક્ષ-પત્રમાં લપેટી વૃક્ષ નીચે સૂવડાવી મહાસતીજી નિકટવર્તી જળાશયે શરીરશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ કરવા ગયાં. ત્યાં તોફાની હાથી આવ્યો ને મદનરેખાને સૂંઢમાં લઈને ચાલ્યો જાય છે, ત્યારે મદનરેખા 'અરિહંત, અરિહંત'નું સ્મરણ કરે છે. તે સમયે મણિરથ વિદ્યાધર ત્યાંથી પસાર થાય છે, તે મદનરેખાને બચાવે છે. મદનરેખાને જોતાં મણિરથના મનમાં કામ જાગી જાય છે.

વિદ્યાધરે હાથીના ભયમાંથી મદનરેખાને બચાવી. હવે મદનરેખાને કામના ભયમાંથી મણિરથને બચાવવાનો છે.

મદનરેખાને પોતાના રૂપથી વૈરાગ્ય આવી ગયો. પોતાનું રૂપ, તેને વિરૂપ લાગ્યું.

વિદ્યાધરનો કામજ્વર જ્ઞાનીની વાણીથી ઊતરી જાય છે. મદનરેખા વિદ્યાધરને પૂછે છે કે મારા પુત્રનું શું થયું ? તેણે કહ્યુ કે મિથિલા નગરીનો નિઃસંતાન રાજા તેને લઈ ગયો છે અને ત્યાં પ્રેમથી રાણી તેને ઉછેરે છે.

જે સ્ત્રીને પોતાનાં બાળક, પતિ, ઘર ગયાં હોય તે ખૂબ દુ:ખી દુ:ખી થઈ જાય છે. છેવટે વિદ્યાધરને કહે છે કે, "મને જાત્રા કરવા નંદીશ્વર દ્વીપ લઈ જાવ."

મદનરેખા ને મણિરથ બન્ને ગુરુને વદન કરવા જાય છે, ત્યારે ગુરુ તેમના મનના ભાવ જાણી જાય છે, તેથી ગુરુએ બ્રહ્મચર્યનો મહિમા સમજાવ્યો દુનિયામા કોઈ સિદ્ધિ મેળવવી હોય તો બ્રહ્મચર્યનુ પાલન કરવુ જોઈએ તેની અસર વિદ્યાધર પર સારી થઈ ને જાગ્યા ત્યારથી સવાર ગણી તેણે ગુરુની પાસે બ્રહ્મચર્ય વ્રત લીધુ

●

## વિવેક

આ જીવન નાશવત છે માટે ઊઠો, જાગો અને ચેતી જાઓ હજી બાજી હાથમા છે સસારમા સારભૂત તેવા ધર્મની આરાધના કરો, પાપથી પાછા હઠી જાય અને પુણ્યકાર્યમા આગળ વધો, અલ્પ જીવનમા જે મેળવવાનુ છે તે મેળવી લો આયુષ્ય અલ્પ છે કયાર મરી જઈશુ તેની ખબર નથી માટે કાલે કરવાનુ આજે અને આજે કરવાનુ અત્યારે જ

●

## ✖ | તૃષાત્યાગ

સંસાર એ તો તૃષા છે. તે તૃષા સંસારની વૃદ્ધિ કરાવે છે. તૃષાની તૃપ્તિ માટે પ્રભુના પ્રેમપીયૂષની જરૂર છે. તે પામવા માટે આ મહામૂલો મનુષ્યભવ મળ્યો છે, અને આત્મકલ્યાણની બધી સામગ્રી આપણને મળી ગઈ છે, છતાંય મનુષ્યભવને પસ્તીની માફક વેડફી રહ્યા છીએ. જો આ ભવની ભવ્યતા નહી સમજાય તો આત્માની દિવ્યતા પ્રાપ્ત નહીં થાય. પૂર્વ સંચિત પુણ્યથી જે પ્રાપ્ત થયેલ છે, તેને અધમ કાર્યોમાં ખર્ચી નાખવાનું નથી.

સુલસાના બધા પુત્રો મરી ગયા છતાં દુઃખી થયા વગર પ્રભુ મહાવીરનાં દર્શન કરવા ગઈ. તે માનતી હતી કે 'જે છોડવાનું છે, તે છૂટી ગયું છે, જે પોતાનું છે, તે કદી જતું નથી અને જે જાય છે, તે મારું નથી" આવા જ્ઞાનને કારણે તે વંદનીય–પૂજનીય બની. આવા જ્ઞાનની પ્રાપ્તિ માટે જ્ઞાનચક્ષુની જરૂર છે. આ માટે એકાંતમાં પોતાના આત્માની સાથે વિચારણા કરવાની છે. વાસના, અસંયમ અને કામ–વિષયને દબાવવાના નથી, પણ તેમને સમજાવવાના છે, તેમને ત્યાગના રાહે લઈ જવાના છે. ત્યાગમાં જ સુખ સમાયેલું છે, વિષયોમાં સુખ નથી. જેમ જેમ દેવલોકમાં

ઉપર જઈએ, તેમ તેમ દેહનો સ્પર્શ ચાલ્યો જાય છે અને માનસિક સુખ વધતુ જાય છે

પહેલા બાર દેવલોક પછી નવ ગ્રૈવેક, પાચ અનુત્તર અને તેના ઉપર સિદ્ધ શિલા છે ચૌદ રાજલોકનો ભાગ ઊભેલા ને બે હાથ કેડે દીધેલા હોય તેવા મનુષ્ય આકારનો છે મોઢામા પાચ અનુત્તર છે અને મસ્તક ઉપર સિદ્ધ શિલા છે

પહેલા બે દેવલોકમા પલ્યોપમ અને સાગરોપમોનુ આયુષ્ય હોય છે, ત્યા મનુષ્ય કરતા સુખ અને સ્પર્શ અલ્પ અધિક શ્રેષ્ઠ હોય છે ત્રણથી પાચ દેવલોક સુધી સ્પર્શ નથી, ત્યા દષ્ટિથી જ સતોષ થાય છે

છઠ્ઠા ને સાતમા દેવલોકમા વાતો અને દષ્ટિથી જ સતોષ થાય છે આઠમા દેવલોકમા દેવીના સગીતથી સતોષ થાય છે પછીના દેવલોકમા આમાનુ કઈ પણ હોતુ નથી

ગ્રૈવેકમા જ્ઞાનીઓના વચનોની વિચારણા હોય છે અનુત્તરમા તેત્રીસ સાગરોપમ જ્ઞાનીના વચનોમા અને વચનોના રગમા પસાર થઈ જાય છે પુણ્યાનુબધી પુણ્ય આવતા ત્યાગદશા વધતી જાય છે, અને ત્યાગમાથી જ સાચુ સુખ દેખાય છે ત્યાગમા મનને વાળવાનુ છે, કેળવવાનુ છે ત્યાગમા તૃપ્તિ છે, ત્યાગમા મુક્તિ છે સસ્કાર સારા કપડા પહેરવામા નથી, પણ ત્યાગમા છે